" વિચાર પુષ્પમાળા," વર્ષ ૩ જું, પુ. ૨ જું.

# સ્વર્ગની સામગ્રી

જેમ્સ એલનના As a Man Thinkethનો અનુવાદ

કર્ત્તા
રાણા દોલતસિંહજી શીશોદિયા.
" હૃદય યાને જીવનનો પાયો ", " ઉદયકાંત ", આદિના કર્ત્તા.
બીલખા.

" શક્તિ અમાપ મનરૂપ મળી જનોને,
તેના વડે જીવન-વર્ત્તનને ચણાયે;
વિચાર રૂપ હથિયાર થકી ઘડે જે,
દુઃખો સુખો રૂપ અનેક ચિત્રો ઘડે તે.
વિચાર માત્ર પ્રભવે તવ હોય ગુપ્ત,
અંતે પરિસ્થિતિરૂપે બનતો પ્રત્યક્ષ. "

પ્રકાશક
જીવનલાલ અમરશી મહેતા:
સંપાદક—"વિચારપુષ્પમાળા," અમદાવાદ.

મૂલ્ય આઠ આના.

# ભૂમિકા.

આ લઘુ પુસ્તક સ્વર્ગસ્થ મહાત્મા જેમ્સ એલનના પોતીકા ઉન્નત વિચારો, અન્વેષણ અને અનુભવનું પરિણામ છે. તે મહાત્મા પ્રસ્તાવનામાં કહે છે કે–" મનોબળ–વિચારબળના સંબંધમાં આ પુસ્તક પરિપૂર્ણ નથી, પરંતુ માત્ર એક સૂચન–માર્ગરેષા તરીકે છે. તેનામાં બહોળા ખુલાસા કરતાં સૂચન વિશેષ છે. તેનો ઉદ્દેશ એવો છે કે, "મનુષ્યોનું મન પોતે જે જે વિચારોને પસંદ કરી ઉત્તેજે છે–સેવે છે–પોષે છે તે વડે 'પોતે પોતાને બનાવે છે–' અર્થાત્ 'પોતાનું જીવન બનાવે છે'–એ સત્ય શોધીને સમજવા પ્રત્યે મનુષ્યોને પ્રેરવાં–શોખ ઉત્પન્ન કરવો તથા વર્ત્તન રૂપી આંતર વસ્ત્ર તેમજ સ્થિતિ–સંજોગ રૂપી બાહ્ય વસ્ત્રને વણનાર મન જ છે તથા તેમણે મન પાસે અત્યાર લગી ભલે અજ્ઞાન અને દુઃખનાં થાન વણાવ્યાં હોય પરંતુ તેવીજ રીતે તેની પાસે જ્ઞાન

અને સુખનાં થાન પણ વણાવી શકે છે એમ તેઓ સમજતાં થાય. ”

આ મહાત્માના “ Out from the Heart” નામના આવા જ પ્રકારના બીજા લઘુ પુસ્તકનું “ હૃદય યાને જીવનનો પાયો ” એ નામે મેં આ અગાઉ અનુવાદન કરેલું છે, અને તેની જ જોડીનું આ બીજું અનુવાદન વાચક વર્ગ સન્મુખ ધરતાં મને અત્યંત આનંદ થાય છે. જીવન સંબંધી સત્યો સહેલાઇથી શીખવવામાં આ મહાત્માનાં પુસ્તકો અદ્વિતીય છે. તેમણે ઘણી જ સહેલી ભાષામાં સરળ રીતે સત્યો સમજાવેલાં છે. આ પુસ્તકો આધ્યાત્મિક બાબતોનાં હોવાથી તેમાં અર્થગાંભિર્ય હોય એ તો દેખીતું છે. ભાષા–શબ્દો ભલે કદાચ સહેલા હોય પરંતુ વિષય આધ્યાત્મિક હોવાથી તેમનો ભાવાર્થ–તાત્પર્ય યથાર્થ રીતે સમજવા માટે વિચાર–મનન કરવાની જરૂર રહે છે. ભાષાના શબ્દો વાંચી જવાથી કે તેમના શબ્દાર્થો જાણવાથી કાંઇ વિષય–વસ્તુનું

ગંભીર રહસ્ય એકદમ સમજી જઈ શકાતું નથી. આ પુસ્તક કાંઈ નવલકથા નથી કે તેને સમજવા માટે સ્થંભીને વિચાર–મનન કરવાની જરૂર ન રહે અને સીધી પાટીએ સમજાતી ચાલી જાય. આ તો આધ્યાત્મિક અભ્યાસનું પુસ્તક છે અને તેમાંય વળી માત્ર માર્ગરેષા–સૂચન છે. ડગલે ડગલે તેનાં વાકયો ઉપર ગૂઢ મનન કરવાથી જ કહેવાનું હાર્દ–રહસ્ય–આસય સમજી શકાય છે. મૂળ પુસ્તકની ભાષા કેટલેક સ્થળે છેક ગર્ભિત છે અને તે શબ્દો, શબ્દો તરીકે તો સહેલા દેખાતા છતાં કહેવાનો મુદ્દો શો છે તે મનન કર્યા વગર કારમોક–એકાએક સમજી શકાતો નથી. એવે સ્થળે મેં યથાશક્તિ સ્પષ્ટિકરણ કરેલું છે અને તે પણ ન્યૂન–દુષિત જણાય તો આજુ-બાજુના સંબંધ ઉપરથી વાચકે પોતે જ ઉદ્દેશ–તાત્પર્ય–ભાવાર્થ સમજી લેવાની ક્ષમા રાહે તસ્દી લેવી.

તત્વચિંતકોએ આપણી સમક્ષ બે વાદ રજુ કરેલા છેઃ–એક પુરુષાર્થનો અને બીજો પ્રારબ્ધનો.

આપણા શાસ્ત્રકારોએ તે વિષે ભિન્ન ભિન્ન મત દર્શાવેલા છે. એટલે કે કોઇએ પુરુષાર્થનું સમર્થન કરેલું છે તો કોઇએ પ્રારબ્ધને અનિવાર્ય રીતે સબળ ઠરાવી તેની અગત્ય સ્થાપવા યત્ન કર્યો છે, અને વળી કેટલાકે બેયને એક જ જોંસરીએ જુતેલા બળદોની માફક ગણેલાં છે. આ મહાત્મા પ્રારબ્ધવાદને વ્યર્થ અને ભ્રમ ભરેલો બતાવી પુરુષાર્થ માર્ગ જ ખરો સિદ્ધિદાયક છે એમ શીખવે છે. તે શીખવે છે કે, પ્રારબ્ધ પુરુષાર્થનું પરિણામ છે. પ્રારબ્ધ કોઇ સ્વતંત્ર શક્તિ નથી પરંતુ પુરુષાર્થનું સંતાન છે, અને સંતાન તરીકે પુરુષાર્થને આધીન છે. પુરુષાર્થ પ્રારબ્ધને બનાવે છે, નહીં કે પ્રારબ્ધ પુરુષાર્થને. ગીતામાં શ્રી કૃષ્ણ પરમાત્માએ જેના માટે અર્જુનને આગ્રહ કરેલો છે તે "**કર્મયોગ**" એટલે શું ? કર્મયોગ એટલે પુરુષાર્થ જ; બીજું કાંઇ નહીં. પ્રારબ્ધ તો માણસને નાહિમ્મત, પરાશ્રયી, આળસુ, પ્રવૃત્તિહીન, નામર્દ બનાવે છે. આ બધા ગુણો દુર્ગુણો જ છે.

પુરુષાર્થથી માણુસ હિમ્મતવાન, સ્વાશ્રયી, ઉદ્યોગી અને સબળ બને છે. કર્મયોગ અર્થાત્ પુરુષાર્થ કેવી રીતે સધાય તે આ લઘુ પુસ્તકમાં સૂચવેલું છે. આ પુસ્તકમાં સમાએલો બધો બોધ ગીતાના સારાંશ તરીકે જ છે. તેમજ તે સર્વ ધર્મોના અનુયાયીઓને ઉપયોગી છે. કહો કે આ પુસ્તકમાં દર્શાવેલાં સત્યો આ દુનિયાની અંદરના તમામ ધર્મોમાંથી તારવી કાઢી અત્રે સ્વતંત્ર સ્વરૂપમાં સાંકળેલાં છે. કુદરતે–ઈશ્વરે તો આખી દુનિયાની અખિલ માનવજાતિ માટે એક જ ધર્મ આપેલો છે અને તે કુદરતનાં તમામ કાર્યવ્યવહારમાં દૃષ્ટિગોચર થાય છે. કુદરતના વ્યવહારનું અવલોકન કરવાથી આપણો ખરો ધર્મ જાણી –દેખી શકાય છે. આપણા શાસ્ત્રકારોએ જે ધર્મ બતાવેલો છે તે મૂળ તો કુદરતના અવલોકન ઉપરથી પોતે જાણીને જ બતાવેલો છે. તેમણે બતાવેલો ધર્મ પોતાના સ્વતંત્ર અવલોકનથી કુદરત સાથે સરખાવી –મેળવી જોઈ પોતાને જે સત્ય જણાયાં છે તે આ

મહાત્માએ તેમનાં પુસ્તકોમાં આલેખ્યાં છે. તેમણે તેમ કરવામાં કોઇનો પક્ષ લીધો નથી. તેમણે નિષ્પક્ષપાત રહી સર્વ ધર્મોના અનુયાયીઓ માટે સામાન્ય ધર્મ બતાવ્યો છે.

આ અનુવાદમાં કાંઈ ખામી જણાય તો હંસક્ષીર દૃષ્ટિ રાખી ક્ષમા કરવા વિનતિ છે. વાચકગણ પ્રમુદિત થશે કે આ પુસ્તક સાથે મહાત્મા એલનનું સંક્ષિપ્ત જીવનચરિત્ર પણ આપેલું છે.

મુ. ખાલખા<br>(કાઠીઆવાડ)<br>તા. ૧૯-૪-૧૯૧૬ } રાણા દોલતસિંહજી શીવાદિયા.

# મહાત્મા જેમ્સ ઍલન

( તેમનું ટુંક જીવનચરિત્ર. )

" तमसोऽमा ज्योतिर्गमय. "—( वेद. )

અર્થાત્-મને તિમિરમાંથી જ્યોતિમાં લઇ જા.



લેખક,

રાણા દોલતસિંહજી શીશોદિયા.

॥ ॐ ॥

श्रे यो हि ज्ञानमभ्यास ज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्म फलत्याग स्त्यागाच्छांतिरनं तरम् ॥

**અર્થાત્**:—અભ્યાસ કરતાં જ્ઞાન વધારે સારૂં છે, જ્ઞાન કરતાં ધ્યાન વધારે સારૂં છે, ધ્યાન કરતાં કર્મનાં ફળનો ત્યાગ વધારે સારો છે અને કર્મનાં ફળનો ત્યાગ કર્યો કે શાંતિ સદા પાસે જ છે.

( ગીતા, ૧૨-૧૨. )

---

" હજુ ભવિષ્ય આગળ તૈયાર છે
તો ભૂલી જા ભૂતને;
પાડયાં કરશે પડઘો અને પ્રકાશ
ચિરસ્મરણીય બની
તેનો અવસાન અને કીર્તિ ! "

# જેમ્સ ઍલન.



## ધર્મસ્થાપક–ગુરૂ–મિત્ર.



### ( હરિગીત. )

તેણે અહીં આવી વિલોક્યું જગ દીઠી ખામી ઘણી,
નાડી તપાસી માનવીના પ્રેમની તેણે વળી;
જે સત્યનાં દર્શન વગર જીવો મરી જાતા અહા,
તે સર્વને માટે જીગરમાં શોક તે કરતો સદા.

દેતા સહુને જ્ઞાન–જ્યોતિ ભેદી તમ–અજ્ઞાનને,
ધીરજભરી દૃષ્ટિ તથા અક્ષુબ્ધ ચીવટ સહિત તે;
વિચારના દુર્ઘટ તથા ખાડાખડીઆથી ભર્યા
ઘાટો વિકટ તે ચડી ગયો શ્રમથી જરી ના અટકતાં.

જે જાય તેની સમીપ આશ્વાસન–દિલાસો પામવા,
આનંદ પામ્યા વગર ના પાછું જતું કોઇ કદા;
દુઃખો ઘણાનાં વ્હોરતો જાતે અનુકમ્પા ધરી,
લાવી દયા તે લુછતો અશ્રુ ઘણાંઓનાં વળી.

જીવો લડી મરતા ઘણા અજ્ઞાન–મૂર્ખાઇ થકી
તે સર્વની મધ્યે લલિત અંતર થકી રાજા બની;
હમ્મેશ તે લોકો તણી ઉરવાટિકાઓને વિષે
બીજ સ્નેહનાં વાવી થતો સંતુષ્ઠ અંતરમાંહ્ય તે.

આત્મિક વાડીનો હતો કૃષિકાર–તેના હાથમાં
કોદાળી લઈ ચાલ્યો ગયો–જે વ્યથિત દિલોને અહા,
લાગે ગયો તે તેમને આનંદ–આશ્વાસન ભલા
દેવા રહી કાયમ દ્યુતિ જેમાં રહેતો તે સદા.

તેના બધા દૂર કે નજીકના ચાહનારાઓ થજો,
સુખી અતિ–આ હૃદયથી ઉદ્‌ઘોષ એવો નીકળતો.
તેનો બધો ઉપદેશ, ગ્રંથો, સ્મરણ તેનું સર્વદા,
બનજો અતિ પ્રિય સર્વને જે ભાવિકો છે સત્યના.

(આર. એડવર્ડ્ઝ ઍલનના અંગ્રેજી ઉપરથી.)

# મહાત્મા જેમ્સ ઍલન.

" પવિત્રતાનો ભક્ત થા–પવિત્રતા પ્રત્યે પ્રેમાસક્ત થા; પવિત્ર મનન–ચિંતનથી કર્મો પવિત્ર બને છે. નીતિધર્મમય વિચારવાળા માણસો ચોક્સ ઉન્નત બને છે, કારણ કે તે લોકો શારીરિક–પાર્થિવ સુખોને શોધતા નથી; પરંતુ ડગલે-ડગલે આધ્યાત્મિક સુખના શૃંગે પહોંચવા પુરુષાર્થ કરે છે. "

### જન્મ.

મહાત્મા જેમ્સ ઍલનનો જન્મ તારીખ ૨૮ મી નવૅમ્બર સને ૧૮૬૪ ના રોજ ઇંગ્લાંડના લાઇસેસ્ટર શહેરમાં થયો હતો.

### પિતા.

તેમના પિતા એક ઘણા જ આબાદી વાળા મૅન્યુફૅક્ચરર ( કારખાનાના માલેક ) હતા. જેમ્સ પ્રત્યે તેમનો અગાધ પ્રેમ હતો. તેઓ જેમ્સને " જીમ " કહીને ટૂંકા નામથી બોલાવતા. જીમ શરીરે નાજુક–નિર્બળ હોવા છતાં તેનો

આત્મા મૂળથી જ સુસંસ્કારી હતો. જીમ તેની ચોપડીઓ --અભ્યાસની ચોપડીઓ વાંચતો બેઠો હોય ત્યારે તેના પિતા વારંવાર તેના તરફ જોઇ રહેતા અને કહેતા કે, " મારા દિકરા, હું તને એક વિદ્વાન્ ( Scholar ) બનાવીશ. "

તેમના પિતા પોતે ઘણા બુદ્ધિશાળી હતા. તેમને વાંચવાનો શોખ પણ અતિશય હતો. આ કારણથી તે પોતાના પુત્રમાં શાંત અભ્યાસપરાયણતા અને કેલવણી તથા જ્ઞાનની પ્રત્યક્ષ દેખાઈ આવતી તૃપા જોઇ ઘણો પ્રમોદ પામતા.

જેમ્સનો પણ તેમના પિતા પ્રત્યે અનન્ય સ્નેહ અને પૂજ્યભાવ હતો. જેમ્સને પોતાનાં પુસ્તકો સાથે એકાંતમાં રહેવાનું બહુ ગમતું તેથી તે તેના પ્રિય ખુણામાં સગડી આગળ તેમની ચોપડીઓ લઇ વાંચવા બેસતા. તેમના પિતા પણ પોતાનાં પુસ્તકો લઇ જેમ્સની પાસે વાંચવા બેસતા. આવી રીતે બેય પિતાપુત્ર પોતપોતાનાં પુસ્તકો વાંચતા બેઠા હોય ત્યારે જીમ તે વખતે તેના અંતરમાં સ્ફુરી આવતા ગંભીર વિચારો વિષે તેના પિતાને પ્રશ્નો કરતો. જીમનું ભાષાજ્ઞાન હજુ જેવું જોઇએ તેવું વિકસેલું નહીં હોવાથી તે પોતાના વિચારોને યથાસ્થિત રીતે શબ્દોમાં મૂકી શકતો નહીં. એ કારણથી પિતા તેના પ્રશ્નને બરાબર ન સમજ-

વાથી ઉત્તર દઇ શકતા નહીં. તે તેના સામું તાકી રહી આખરે બોલતા કે, " મ્હારા પુત્ર, મ્હારા વ્હાલા પુત્ર, તારો પૂર્વ જન્મ–આગલો ભવ જરૂર હોવો જોઇએ. "

પુત્ર જ્યારે તેના પ્રશ્નનો ઉત્તર આતુરતાથી પરંતુ માનપૂર્વક પોતે જ આપતો ત્યારે પિતા શાંત બની–મૌન ધારી વિચારમાં પડી જતા અને તેના સામું તાકી રહેતાઃ જાણે કે તેમને તે વખતે પુત્રના ભવિષ્ય અને જીવનઉદ્દેશનું ભાન–આગમસૂચન થતું હોયની! ઘણી વાર તે કહેતા કે, "માત્ર એક ભવ–જન્મ–જીંદગીમાં જ કાંઇ આવું જ્ઞાન આવી જતું નથી."

જીમ જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તેને વિચારો કરવાની–ચિંતન કરવાની ટેવ વધતી ગઇ. તે ઘણીવાર માંદો પડી જતો અને તેથી બધાંને ચમકાવી દઇ તેની તંદુરસ્તીની ચિંતા–ફીકરમાં નાંખી દેતો. બધાં તેને " વિચારો બહુ ન કર્યા કરવાનું " કહેતાં. પોતાની બાલ્યાવસ્થા અને તે સમયના પિતાના–" જીમ, જો તું બહુ વિચારો કર્યાં કરીશ તો અમારે તને ચર્ચયાર્ડ (સ્મશાન)ને સુપ્રત કરવાનો સમય જલ્દી આવી પહોંચશે, " આ શબ્દો યાદ કરી જેમ્સ ઍલન ઘણી વાર હસી પડતા.

## વિદ્યાર્થીજીવન.

જેમ્સ ઍલન મૂળથી જ ભણુવામાં પરાયણુ, ઉદ્યોગી ને ચાલાક હતા. તેમનો સ્વભાવ કાંઇક આકળો હતો. જે શિક્ષકો અને વિદ્યાર્થીઓ સાથે તેમને રહેવું પડતું તેમની અજ્ઞાનતા ભરી કઠોરતાથી તેમને અકથ્ય દુઃખ લાગતું. તે લોકોની રીતભાતથી તે બહુ ખેદ પામતા. આમ છતાં પણુ તે સહુ સાથે સ્નેહ–મમતાથી વર્તતા. તેમાંય ખાસ કરીને તેમના એક બે શિક્ષકો કે જેઓ હાલ પણુ હયાત છે તેમના પ્રત્યે તો અનન્ય મમતા અને પૂજ્યભાવ રાખતા.

"સહ વિદ્યાર્થી" ની સંજ્ઞાથી તેમનો એક મિત્ર તેમના વિદ્યાર્થીજીવન વિષે કહે છે કે, નિશાળમાં તેમની આબરૂ ઘણી સારી હતી. તેમને એક સારી સ્કૉલરશીપ મળી હતી. જેમ્સ તેના શિક્ષકોનો સૌથી માનીતો શિષ્ય હતો અને તેને આદર્શભૂત વિદ્યાર્થી તરીકે લેખવામાં આવતો. બીજા વિદ્યાર્થીઓ તેના જેવા થવા માટે સ્પર્ધા કરતા. તે જેના જેના સહવાસમાં આવતો તેમને ચાહતો અને તેમનો સામો પ્યાર મેળવતો. તેને કોઇ દુશ્મન નહોતા. તેની ઉમ્મર-ની પ્રગતિ સાથે તેની રહેણી કરણી ચોકસ–સ્થાપિત થતી ગઇ અને તેના વર્તનમાં બે મુખ્ય બાબતો દૃષ્ટિગોચર થવા

લાગીઃ–નિઃસ્વાર્થતા અને મહત્વાકાંક્ષા. કીર્તિ અને માનની આ આકાંક્ષા ધીમે ધીમે ઘટીને દૂર થતી ગઇ અને તે આ-કાંક્ષા બીજાઓને બુદ્ધિ અને નીતમાં ઉન્નત થવા સારૂ મદદ કરવાની ઉત્કટ અભિલાષા તરીકે બદલાતી ગઇ. ક્રૂરતા, જુલ્મ અથવા ત્રાસભર્યાં કૃત્યો પ્રત્યે તેને કંટાળો–તિરસ્કાર છુટતો. તેની યુવાવસ્થામાં ઘણાં ઘણાં દુઃખો આવી પડવા છતાં તે તેથી અડગ રહ્યો અને તેના અંતરમાં સ્થાયી વાસ કરી રહેલી મમતા, દયા, નિઃસ્વાર્થતા, સહાનુભૂતિ અને અનુકમ્પા–બીજાઓ માટેની લાગણી–આ સદ્ભાવો તેનામાંથી કદિ પણ દૂર થયા નહોતા. તેનો સ્વભાવ કુદરતી રીતે જ મૃદુ અને મધુર હતો. તેનામાં રહેલી ઉન્નત કરવાની અને જ્ઞાન આપવાની અસરની છાપ બીજાઓ ઉપર સચોટ પડતી. તેનું એક બાળક તરીકેનું વર્તન પણ પવિત્ર અને ઉચ્ચ હતું. બચપણમાંથી જ તે કવિતાઓ લખી શકતો. કવિતાઓ લખવા માટે તેને નિશાળમાં સૌથી પહેલા નંબરનું ઇનામ મળ્યું હતું.

## આધ્યાત્મિક અભ્યાસ.

આપણે આગળ જોઇ ગયા તેમ તેમનામાં મૂળથી જ સારા સંસ્કાર હતા. બચપણથી જ વિચાર–ચિંતન કરવાની

ટેવ તેને હતી. વિદ્યાર્થીજીવનમાં જ કવિતાઓ લખી સૌથી શ્રેષ્ઠ પારિતોષિક તેણે પ્રાપ્ત કર્યું હતું.

આધ્યાત્મિક અભ્યાસ કરવા સારૂ તેમને ઘણે દૂર ફરવા જવાનો, સૃષ્ટિસૌંદર્યનું અવલોકન કરવાનો અને ઊંચે ટેકરીની ટોચે બેસી વિચારો ચલાવવાનો–મનન કરવાનો શોખ હતો. તે તેમના ભાઇઓ અને કેટલાક ખાસ વર્ય મિત્રો સાથે પગે ચાલીને રોટલી ( પાંઉ ) અને પનીર ખીસામાં રાખી વીસ કે ત્રીસ માઇલનું ચક્કર મારવા ઘણી વાર ગામડાંઓમાં જતા. બધા માને છે કે આવી રીતે ફરવા જવાથી જ કદિ ન વિસારાય તેવી મુસાફરીઓ–સહેલાં ચક્કરોથી જ તે કુદરતને ચાહતાં શીખ્યા હતા, કારણ કે દરેક પાંદડું અને ડાળી તેમને અત્યંત પ્રિય લાગતાં. તેમજ પક્ષીઓના માળા, વૃક્ષોની નવપલ્લવ કુંજો, જંગલી ફુલો વગેરેને જોતાં જ તેમનું હૃદય પ્રમોદ–ઉલ્લાસથી ઉભરાઇ જતું. કુદરત અને તેની વસ્તુઓ–વિભૂતિયો સાથે તેને એટલો તો ગાઢ અનુરાગ થઈ ગયો હતો કે તેમની પ્રિય " ફેર્ન " નામની ન્હાનકડી ડુંગરી ઉપર જઇને તે મનન કરતા બેઠા હોય ત્યારે તે એવા સમાધિસ્થ–ચિંતનનિમગ્ન બની જતા કે લીલા રંગની ન્હાની ન્હાની કાકીડીઓ તથા

(૭૩૫



ખેતરાઉ ઉંદરડીઓ, ફ઼ાસી–બ્હીકણુ સસલાં અને મિત્ર સમાન રોબીન પક્ષીઓ વગેરે છેક તેમના ચરણુ નજીક આવીને તેમના ધ્યાનસ્થ ચહેરાનું ટસી ટસીને દર્શન કરતાં.

મીસ્તર એમ. એસ. કૅરૂથર્સ નામના એક લેખક આ મહાત્મા સંબંધી તેમના લેખમાં કહે છે કે, જેમ્સ ઍલનને મનન–ચિંતન ( સમાધિ–ધ્યાન ) ના પેગમ્બર કહીએ તો તેમાં કિંચિત પણુ અતિશયોક્તિ જણાશે નહીં; કારણુ કે તેમના ઉપદેશ તથા જીવનમાં " મનન " એ મુખ્ય વસ્તુ છે. તે હમ્મેશાં એવો આગ્રહ કરતા કે દરેક માણુસે સ્વતંત્ર રીતે સત્ય શીખવું–જાણુવું જોઇએ. ભાણામાં જે પીરસવામાં આવ્યું હોય તેનો સ્વીકાર કરવાની માફક પુસ્તકો વાંચી તેમાં જે લખ્યું હોય તે સ્વીકારવું એ સત્ય શીખવા માટે પુરતું નથી. તેમની "The Mastery of Destiny" ( ભાવિ ઉપર સ્વામીત્વ ) નામની ચોપડીમાં તે કહે છે કે અભિલાષાને પરાયણુતા–એકાગ્રતાની પુષ્ટિ મળવી જોઇએ; અભિલાષા અને એકાગ્રતાના સંયોગથી મનન પ્રાદુર્ભુત થાય છે. કેવળ પાર્થિવ યાને શારીરિક સુખ ચાહનારી જીંદગી કરતાં ઉચ્ચતર, પવિત્રતર અને વધુ પ્રકાશિત જીંદગીએ પહોંચવાની તથા તેને સિદ્ધ કરવાની ઉંડી જીજ્ઞાસા થાય છે

ત્યારે જ માણસ અભિલાષા કરવા માંડે છે અને તેવા જીવનની શોધ માટે પોતાના બધા વિચારોને એકત્ર કરે છે અને ત્યારે જ મનનો અભ્યાસ શરૂ થાય છે.

ઉંડી અભિલાષા થયા વગર તો મનન કરી શકાતું જ નથી. માણસનો સ્વભાવ જેટલો ગંભીર તેટલો ત્વરાથી તે મનન શીખે છે, અને તેટલો જ તેના અભ્યાસમાં ફતેહમંદ થાય છે. મન–સમાધિ–ધ્યાન એ ખાસ આર્યાવર્તની વસ્તુ છે એટલે કે આર્યોને તે અજાણી વસ્તુ નથી; ફક્ત પાશ્ચાત્ય પ્રજાને જ તે નૂતન વસ્તુ છે. પૂર્વના–અગાઉના આર્યો તેનો અભ્યાસ નિરંતર રાખતા; પરંતુ ધર્મનિષ્ઠ કહેવાતા ઘણા માણસોએ હાલ તેને ઘણેખરે અંશે બહિષ્કૃત–વિસ્મૃત કરેલી હોવાથી આર્યોને માટે પણ નવા જેવી છે.

જે પુરૂષોનો જગતમાં ઘણો બોજ વક્કર પડતો હોય છે તેઓ આધ્યાત્મિક બાબતોમાં સુસ્ત હોય છે. આ કારણથી આધ્યાત્મિક વિકાસ એ આપણા જીવનનો પ્રધાન નેમ–હેતુ હોવો જોઇએ. આધ્યાત્મિક ખીલવણી માત્ર મનન વડે જ થઇ શકે છે. દિવ્ય જ્ઞાન–દિવ્ય જીવનની શોધમાં મનને કામે લગાડવું–સત્ય વિષે ઉંડા વિચારો કરવા એ મનન ગણાય છે. મનન કરવાના હેતુ દિવ્ય જ્ઞાનનું પ્રકાશન, સત્યની

પ્રાપ્તિ માટે છે અને તેથી પવિત્રતા–ધાર્મિકતા–નીતિનો અભ્યાસ તેમાં ગુંથાએલો–જોડાએલો છે. આવી રીતે ખરું મનન કરવામાં પ્રથમ થોડો વખત લાગે છે–કદાચ પરોઢીએ અડધા કલાક જેટલો વખત ગાળવો પડે છે; પરંતુ તાદૃશ્ય–આબેહુબ અભિલાષા અને એકત્ર કરેલા વિચારના એ અડધા કલાકમાં ઉપલબ્ધ થયેલું જ્ઞાન આખાય દિવસમાં અભ્યાસ–આચાર-ભૂત બને છે. આ કારણથી જણાશે કે મનમાં જ માણસનું આખુંય જીવન સમાએલું છે. આ અભ્યાસમાં માણસ જેમ જેમ આગળ વધતો જાય છે તેમ તેમ તે ગમે તેવા સંજોગોમાં મૂકાય તોપણ કર્ત્તવ્યો બજાવવાને માટે વધુ લાયક–સશક્ત બનતો જાય છે; કારણ કે મનનના અભ્યાસથી તેનામાં વધુ વધુ શક્તિ, પવિત્રતા, સ્વસ્થતા અને પ્રજ્ઞા આવે છે. માણસ જો સશક્ત, સ્વસ્થ, શાંત, પવિત્ર અને પ્રજ્ઞ હોય તો જ કર્ત્તવ્યો બરાબર બજાવી શકે છે.

સાધારણ રીતે જે આવે તે, હેતુ–નેમ રહિત વિચાર કરવો એને ઘણાં માણસો મનન ગણે છે. પણ એ મોટી જબરજસ્ત ભૂલ છે. તે મનન નહીં પરંતુ મનોરાજ્ય ગણાય. મનોરાજ્ય એ અવ્યવસ્થિત સ્વપ્નું છે અને તે માણસને અવનતિ પ્રતિ દોરી જાય છે. જેમ્સ ઍલન કહે છે કે, સંપૂર્ણ

વ્યવસ્થા–નિયમિતતા અને સંગીન હેતુપુરઃસર સત્ય વિચાર કરવા એ જ મનન છે, અને માણુસ તેના વડે ઉન્નત દશા પ્રાપ્ત કરે છે. જેમ ફાવે તેમ હેતુ કે નિયમ વગર જે તે બાબત ઉપર મનોરાજ્ય ચલાવવું એ તો સહેલું અને આનંદ-પ્રદ છે; પરંતુ મનન પ્રથમ તો મુશ્કીલ અને કંટાળો ઉપ-જાવે એવું હોય છે. આળસ અને આરામમાં પણ મનોરાજ્ય ચલાવી શકાય છે, જ્યારે મનન માટે તો ખાસ નિષ્ઠા–એકા-ગ્રતા, આસક્તિ, ઉદ્યોગ અને નિયમિતતાપૂર્વક સ્ફૂર્તિ સાથે બેસવું પડે છે. મનોરાજ્ય પ્રથમ તો મોહ ઉપજાવે છે, પછી તે વિષયો પ્રત્યે પ્રીતિ કરાવે છે અને આખરે વિષયાસક્ત બનાવી દે છે. મનન પ્રથમ જ વિષયોને દૂર કરાવે છે અને પછી તે શ્રેયસ્કર અને આખરે શાંતિદાયક બને છે. મનોરાજ્ય ભયંકર છે. તે આત્મનિગ્રહનો તો ગુપ્ત રીતે મૂળમાંથી જ ઉચ્છેદ કરે છે, જ્યારે મનન આત્મનિગ્રહનું રક્ષણ–વૃદ્ધિ કરી તેને સ્થાયી–સંગીન બનાવે છે.

જેમ્સ ઍલન મનોરાજ્ય તથા મનનનાં અમુક અમુક ખાસ લક્ષણો બતાવે છે. એ લક્ષણો ઉપરથી પોતે મનોરાજ્ય ચલાવે છે કે ખરેખર મનન કરે છે તેની માણુસને સમજણ પડે છે.

**મનોરાજ્યનાં લક્ષણો**—હમ્મેશાં ઉદ્યોગ-પ્રવૃત્તિનું નિવારણ કરવાની અર્થાત્ કામચોર–આળસુ થવાની ઇચ્છા;

સ્વપ્નવત્ સુખ અનુભવવાની ઇચ્છા; સાંસારિક કર્તવ્યો પ્રત્યે વધતી જતી અરુચિ; સાંસારિક જવાબદારીઓમાંથી છટકી જવાની ઇચ્છા; શું થશે અને શું નહીં થાય, એમ પરિણામોનો ભય; જેમ બને તેમ થોડા પ્રયાસે–મહેનતે ઘણું દ્રવ્ય ઉપાર્જન કરવાની ઇચ્છા; આત્મનિગ્રહનો અભાવ.

**મનનનાં લક્ષણો**–શારીરિક તેમજ માનસિક ક્રિયાશક્તિની વૃદ્ધિ કરવી તે; પ્રજ્ઞા પ્રાપ્ત કરવા પાછળ અમિત યત્ન; કર્તવ્યો બજાવવામાં પ્રવૃત્તિ; તમામ સાંસારિક જવાબદારીઓને પ્રમાણિકતા અને પરાયણતા પૂર્વક પુરી કરવાનો દૃઢનિશ્ચય; નિર્ભયતા; લક્ષ્મીનો અક્ષોભ; આત્મનિગ્રહની વૃદ્ધિ.

અમુક સંજોગોમાં અલબત્ત મનન કરી શકાતું નથી. કેવા વખતે, સ્થળે અને સંજોગો–સ્થિતિમાં મનન કરી શકાય નહીં તે જેમ્સ ઍલન બતાવે છે કે, ખાણું ખાતાં કે ત્યાર પછી તુરત જ; આનંદ વિહાર કરવાના સ્થળે; ઝાઝાં માણસો હોય તેવા સ્થળે; ઉતાવળથી ચાલતા હોઇએ ત્યારે; સવારમાં પથારીમાં આળોટતા પડયા હોઇએ ત્યારે; બીડી પીતાં પીતાં.

ત્યાર પછી કેવા વખતે, ક્યા સ્થળે અને કેવી સ્થિતિમાં મનન કરવાનું કામ દુષ્કર–કઠિન થાય છે તે પણ તે બતાવે છે

કે, રાત્રે; અતિ શણગારવાળા આવાસમાં; બહુ નરમ અને દબાય તેવા આસન ઉપર; ભપકાદાર પોષાક પહેર્યો હોય ત્યારે; કોઈ માણસ પાસે હોય ત્યારે; શરીરને થાક લાગ્યો હોય ત્યારે; વધુ પડતું ભોજન લીધું હોય ત્યારે.

તેવી જ રીતે મનન માટે કયો વખત, સ્થળ અને સ્થિતિ શ્રેષ્ઠ–સાનુકૂળ છે તે પણ બતાવે છે કે–પરોઢીએ; ખાણું લેવાના વખત પહેલાં તુરત જ; એકાંતમાં; ખુલ્લી હવામાં; સાદા ઓરડામાં; સાદા પોષાકમાં; કઠણ આસન ઉપર: શરીર સંગીન અને તેજસ્વી–તંદુરસ્ત હોય ત્યારે; શરીર આળસ રહિત અને ચંચળતાવાળું હોય ત્યારે.

મનનનો અભ્યાસ શરૂ કરતાં જીજ્ઞાસુને અલબત્ત પ્રથમ મુશ્કેલી જણાય છે ખરી; કારણ કે ચિત્ત–મન સ્થિર–શાંત–સ્વસ્થ હોય તો જ મનન થાય છે, અને પ્રારંભ કરનારને તો તે પરોઢીએ ઉઠી મનન કરવા બેસે છે ખરો પરંતુ તુરત જ તેનું મન તેની આગળની ટેવ મુજબ તે બાબતના અભ્યાસ –મહાવરાના અભાવે એક પછી બીજી અને ત્રીજી એમ ભિન્ન ભિન્ન બાબતો ઉપર દોડધામ કરી મૂકે છે અને એકાગ્રતા-માં આવતું નથી. અર્થાત્ જે બાબતમાં તેને ચોંટાડવું હોય તે

બાબતમાં બરાબર ચોંટતું નથી. પરંતુ સ્ખલન કરી બીજી બાબત ઉપસ્થિત કરે છે. મનને ચોતરફ ભમતું ધીમે ધીમે અટકાવી જે બાબતનો વિચાર કરવો ધાર્યો હોય તેમાં જ એકાગ્ર–આસક્ત બનાવવાનો અભ્યાસ–ઉદ્યોગ ધૈર્ય અને ઉત્સાહપૂર્વક જારી રાખવાથી આખરે તેને ધારીએ તે બાબતમાં સ્થિર કરવાની શક્તિ આવી જાય છે. ઉચ્ચ સત્યોપદેશનું–ઈશ્વિરી આદેશનું એટલે કે ધર્મશાસ્ત્રનું કોઇએક સુંદર વાક્ય અથવા એક કાવ્યની કડીને મનમાં વારંવાર ગોખ્યા કરવાથી–મનન કરવાથી કોઇ અભિલાષાને ઉત્પન્ન અને મનને મજબૂત કરી શકાય છે. જે મનુષ્યનું મન મનન કરવા માટે તૈયાર હોય છે તે પ્રેરિત રીતે–સ્વાભાવિક રીતે જ આ વિધિ–રીતિનું અનુસરણ કરે છે.

જેમ્સ ઍલને તેમનો આધ્યાત્મિક અભ્યાસ કેવી રીતે વધાર્યો તે હવે તપાસીએ.

તેમની ૧૭ વર્ષની ઉમ્મરે તેમને તેમના પિતાનું શેકસપીઅરનું પુસ્તક હાથ લાગ્યું. એમાં તેમને નૂતન જગત્–નવજીવન કે જેમાં તે સર્વદા સર્વથા નિરંતર મશગુલ રહેતા તેનું દર્શન–જ્ઞાન થયું. જેમ અર્જુનને શ્રી કૃષ્ણના શરીરમાં વિરાટનું દર્શન થયું હતું તેમ જેમ્સ ઍલનને શેકસપીઅરના

પુસ્તકમાં થયું. ત્યાર પછી એ નૂતન જગત્–જીવનમાં વિકાસ પામતો–અભિવૃદ્ધ થતો જતો તેમનો આત્મા ઉત્કટ આનંદથી નિરંતર મસ્ત રહેવા લાગ્યો. તેમણે કહ્યું છે કે:–" કેટલાક વખત સુધી શેકસપીઅર મારું એકનું એક જ પુસ્તક અગર બાઇબલ ( ધર્મપુસ્તક ) તરીકે રહ્યું. શેકસપીઅરને હું સવારમાં વ્હેલો–પરોઢીએ, અને ત્યાર પછી જમવા ટાંણે વાંચતો. સાંજરે હું કામ ઉપરથી છુટી ઘેર આવતો અને તુરત જ કપડાં બદલી મારું શેકસપીઅર હાથમાં લેતો. તે આખુંય પુસ્તક મારા અંતરમાં ઓતપ્રોત થઇ રમી રહેવા લાગ્યું ત્યાં સુધી મેં તેનો આવી રીતે અભ્યાસ હમ્મેશ જારી રાખ્યો. હજારો મજુરો–કારીગરોની વચમાં–સાંચાઓના ઘોંઘાટમાં પણ હું તેનાં નાટકોમાં મગ્ન–ગરકાવ–લીન બની મને પોતાને તેમાં ગુમાવી દેતો. "

તેમનાં પત્ની લીલી ઍલન કહે છે કે, "શેકસપીઅરનો કોઇ અસ્પષ્ટ ફકરો કે છુટાં છવાયાં વાક્યનો કોઇ ભાગ બોલીને તેના ઉપર વિચાર કરતા કરતા તે ઘણીવાર ઝોકાં ખાતા. આવી સ્થિતિમાં તેમને પકડવા એ મને તથા મ્હારી ન્હાની આત્મજાને એક રમુજ થઇ પડતી હતી. એક કે બે પળવાર આવી રીતે વિચાર કરી તે આંખો ઉઘાડતા–

તેમનો ચ્હેરો પ્રકાશી નીકળતો અને તે ફકરો કે વાક્ય પુરૂં બોલી જતા અને તે કયાં છે તે અમને કહેતા. કોઇ વાક્યનો ગમે તે થોડોક ભાગ આપીએ તો તે એકદમ આખુંય કહી દેતા અને પછી તેને લગતી લીટીઓની લીટીઓ બોલી અમને સમજાવતા. જેમ્સ ઍલનના જેવું શેકસપીઅરનું જ્ઞાન અને સમજણ બીજા થોડાને જ હશે. ”

તેમની ચોવીસ વર્ષની વયે તેમને “લાઇટ ઑફ એશીયા” નામે પુસ્તક સાથે સમ્પર્ક થયો. તેમનો આત્મા જે બાબતની વર્ષો થયાં જીજ્ઞાસા રાખતો હતો તે સર્વ તેમને આ પુસ્તકમાંથી જડયું. તે ચિરંજીવ મહાકાવ્યના પહેલા વાંચનથી જ તેમનામાં ઘણી જાગૃતિ–જ્ઞાન આવ્યું એમ તે વારંવાર કહેતા. વિશ્વ સંબંધી નિરપેક્ષ–ગહન જ્ઞાનનો સંપૂર્ણ પ્રકાશ પણ તે પુસ્તકમાંથી તેમનામાં પડયો હતો. તે કહેતા કે “ તેનો ( લાઇટ ઑફ એશીયા અર્થાત્ એશીયાનો અર્ક– આ પુસ્તકમાં મહાત્મા બુદ્ધના ચરિત્ર તથા ઉપદેશનો સંગ્રહ છે. ) છેલ્લામાં છેલ્લો શબ્દ વાંચી રહું ત્યાં સુધી હું મારી બેઠકેથી ખસી શકતો નહીં; હું તેના વાંચનમાંથી ઉઠતો ત્યારે મને લાગતું કે જાણે હું કોઇ ભિન્ન વ્યક્તિ બની ગયો છું. એ પુસ્તકના વાંચનથી વિશ્વ સંબંધી સત્ય

જ્ઞાનની આડે લટકતો પડદો ખસી જતો જણાતો અને ઘોર તિમિરમય ગહન ભેદ સમાન લાગતી બાબતોનાં કારણો તથા અર્થોનો પ્રકાશ મારા મગજમાં વધુ વધુ ઉજાશ સાથે ઉદય પામતો જતો. તેમાં લગભગ અંજવી નાખે ( આંધળા કરી નાખે ) એવી ઝળહળ-તેજ-દીપ્તિ અને અચળુચતા વાળું જ્ઞાનપ્રકાશન તથા ચમકાવી-ભયભીત કરી નાખે તેવી દિવ્યતા-ગૌરવ-પ્રભાવ-ઉચ્ચતા રહેલી છે. મને તેણે જ ચતુર-ચંચળ આંતર દૃષ્ટિ-તત્વજ્ઞાન આપેલ છે. તેના વાચન દરમિયાન મારી સમક્ષ ઉપસ્થિત થતા દેખાવો-સ્વપ્નાં તુરત જ વિખેરાઇ જતાં, પરંતુ તેમની અસર તો સચોટ રીતે પાછળ રહી જતી. તેના વાચન પછી દશ વર્ષે મને મનન તથા જ્ઞાનનો સ્વસ્થ-શાંત સમય સાંપડયો. અર્થાત્ અભ્યાસ આવડયો ત્યાં સુધી તેના વાચન દરમિયાન પ્રાદુર્ભૂત થતા દેખાવોની યાદગીરી મને અજ્ઞાન-તિમિર અને કામ-લાલચોથી વારંવાર બચાવતી. મનન અને જ્ઞાનનો સંપર્ક થતાં તે દેખાવો પોતે જ પાછા ઉપસ્થિત થવા લાગ્યા અને પહેલાં તો તે જતા રહેતા અને માત્ર તેમની અસર જ પાછળ રહી જતી તેને બદલે તે દેખાવો હવે મનમાંથી કદિ પણ ન ભુંસાવા લાગ્યા." તેમના સત્ય સંબંધી મહાન્ અન્વેષણની આ સમયથી પ્રભૃતિ થઈ.

તેમના પચ્ચીશમા વર્ષમાં તેમણે તેમનું જન્મભૂમિનું શહેર–બસ હવે તેને છોડવું જ પડશે એમ ધારી–છોડયું અને ત્યાંથી દક્ષિણ ઇન્ગિલાંડમાં આવ્યા. અહીં ઇલ્ફ્રેકૉમ્બ ગામમાં તે છેવટ સુધી રહ્યા. તેમને કામ હોય તોય ભલે અને ન હોય તોય ભલે, પરંતુ તેમનો આત્મા દિવ્ય જ્યોતિ માટે નિરંતર તલસતો રહેતો અને સત્યાન્વેષણને તેમણે એક દિવસ પણ મુલતવી રાખ્યું નહોતું.

તેમનાં લગ્નને આશરે ત્રણ વર્ષ થયા બાદ એટલે જેમ્સની ઉમ્મર તેત્રીસ વર્ષની થઇ ત્યારે તેમનામાં ઘણો મોટો ફેરફાર–પરિવર્તન થતું મીસીસ ઍલનના જોવામાં આવ્યું.

તે સમયે તેમણે સત્યસંશોધન ખાતર તથા પાપોથી દુઃખ ભોગવતી દુનિયાને શાંતિપ્રતિ દોરી જવાની ખાતર ત્યાગવૃત્તિ ધારણ કરવા માંડી. બીજાં માણસો તો આટલી ભર યુવાવસ્થામાં દુનિયાને વધુ વધુ વળગતાં જાય છે જ્યારે આ મહાત્માએ તો એટલી ટૂંકી જીંદગીથી જ જે વસ્તુઓને માણસો અતિ પ્રિય ગણે છે તે બધીનો ત્યાગ કરવા માંડયો અર્થાત્ યુવાનીમાંથી જ વૈરાગ્ય ધારણ કર્યો. આ વખતથી તેમણે પરોઢીએ બહુ વ્હેલા ઉઠીને તેમની પ્રિય ડુંગરી ઉપર જઇ ઈશ્વર તથા દિવ્ય વસ્તુઓ–બાબતો

ઉપર વિચાર–મનન કરવાના અભ્યાસનો આરંભ કર્યો. મીસીસ ઍલન કહે છે કે, તેણી જેમ્સના એ વર્તનને તે વખતે બરાબર સમજી શકતી નહોતી. જેમ્સ ઍલન જે દિવ્ય પ્રકાશમાં રહેતા અને વિહરતા તે પ્રકાશ તેણીનાં ચર્મચક્ષુ માટે તે વખતે ઘણો જ ઝાંખો હતો. માત્ર તે બાબતની કાંઇક લાગણી–અસર–આછી પાતળી સમજણ જ તે વખતે તેણીના અંતરમાં હજુ ઉદય પામતી જતી હતી.

જેમ્સના દિવ્ય ઉદ્દેશને ન સમજવાથી એક યુવતીની સાધારણ બુદ્ધિ અનુસાર મીસીસ ઍલન તેમના આ વિરાગથી ક્ષોભ પામતી. પતિ પોતાનો બધો વખત બીજાં યુવાન દંપતિઓની માફક પોતાની સાથે જ ગાળે એમ તેણી ઇચ્છતી અને તેથી તેમને આ વૈરાગ્ય–સંન્યાસ માર્ગથી અટકાવવા માટે તેણી પોતાના અંતરમાં વારંવાર વિષાદ પામી શોરબકોર કરી મૂકતી; પરંતુ તેમને અટકાવવાની તેણી હિમ્મત ભરી શકતી નહીં.

જેમ્સ ઍલન ઘણી ઘણી બીજી શાસ્ત્રીય બાબતોમાં પણ ઉત્કટ રસ લેતા. ખગોળ વિદ્યાની છેલ્લામાં છેલ્લી શોધો હમ્મેશાં ઘણી આતુરતા સાથે વાંચતા. ભૂસ્તર વિદ્યા તથા વનસ્પતિ વિદ્યામાં પણ પુરતો આનંદ લેતા, તેમજ

બીજી વિદ્યાઓ પ્રત્યે ઘણો સારો ભાવ રાખતા.

આધ્યાત્મિક અભ્યાસ માટે તેમનાં માનીતાં-પ્રિય પુસ્તકો-શેક્સપીઅર, મિલ્ટન, ઇમરસન, બ્રાઉનીંગ, શ્રીમદ્ ભગવદ્‌ગીતા, લાઓટઝીનું ટાવ ટી કીંગ, લાઇટ ઑફ એશીયા, ગોસ્પેલ ઑફ બુદ્ધ, વૉલ્ટ વ્હીટ મૅન, ડૉક્ટર બુકેનું કૉસ્મિક કોન્સીઅસનેસ અને પવિત્ર બાઇબલ આટલાં હતાં.

## ધર્મ સંપ્રદાય.

જેમ્સ ઍલનનાં માતાપિતા ક્રીશ્ચીઅન ધર્મનાં હતાં; તેઓ નોન્ કન્ફોર્મીસ્ટ પંથ-સંપ્રદાયનાં હતાં. આથી જેમ્સ ઍલન પણ એ પંથ-ધર્મના જ ગણાય. પરંતુ તેમણે તેમની સત્તર વર્ષની ઉમ્મરથી જ ( એટલે કે શેક્સપીઅરનો સમ્પર્ક થયો ત્યારથી જ ) તે સંપ્રદાય છોડી દીધો હતો. તે સંપ્રદાયના ઉપદેશમાં બતાવવામાં આવતી નરક, નરકવાસની શિક્ષા અને એવી બીજી ભય-ત્રાસ-વહેમો ઉપજાવે એવી વાતોનો તે આ અગાઉ ઘણા વખતથી જ પ્રતિકાર કરતા હતા. આવી વાતો-કલ્પનાઓ તેમને હડાહડ અસત્યથી જ ભરેલી લાગતી. સત્ય સમજાતાં એ વાતો તદ્દન જુઠી, ભ્રમમૂલક અને અવળા માર્ગે દોરી જનારી લાગી

તેથી તે તેવી વાતો બિલકુલ માનતા નહીં. એવાં જુઠાણાં પ્રત્યે ઉલટો તેમને તિરસ્કાર છુટતો.

તેમણે કોઇ ખાસ સંપ્રદાય–ધર્મનો અંગિકાર કર્યો નહોતો, સત્ય એ જ તેમનો ધર્મ હતો. સત્ય સિવાય બીજું કશું તેમને માન્ય નહોતું. સત્ય જ્યાંથી જડે ત્યાંથી તે ગ્રહણ કરતા; આ વાત તેમણે પસંદ કરેલાં ઉપર બતાવેલાં અભ્યાસ પુસ્તકો ઉપરથી દેખાઇ આવશે. તેમનો ધર્મ અખિલ અવનિ ઉપરની સકળ માનવ જાતિ ( નાત જાતના ભેદ વગર ) એક પિતાનો જ પરિવાર છે–સહુ સમાન છે અને સર્વ માટે સત્યનો એક જ કુદરતી ધર્મ છે એવો હતો. **सत्यात् नास्तिपरो धर्मः** એ તેમનો મુખ્ય મંત્ર હતો. તેમનાં બધાં પુસ્તકો અને ઇતર લેખોમાં પણ આ જ પડઘો છે. ધર્મો અને વળી તેમાંય પંથો કે સંપ્રદાયોની મારામારમાં પડવા કરતાં કેવળ શુદ્ધ સત્યનો ઇશ્વરપ્રેરિત–કુદરતી માર્ગ એજ તેમનો નેમ હતો. આ આશયનો પ્રચાર કરવા માટે તેમણે સને ૧૯૦૫માં "The Brotherhood or School of Virtue" (ધી બ્રધરહૂડ ઑર સ્કૂલ ઑફ વર્ચ્યું અર્થાત્ બંધુત્વ અથવા સદાચારની શાળા ) નામની સંસ્થા સ્થાપી છે. આ સંસ્થા તેમણે સકળ માનવ જાતિમાં

નાતજાતના ભેદ વગર એકતા કરવાના તથા નીતિ–સત્ય ધર્મનો વિસ્તાર કરવાના આશયથી સ્થાપી છે. તેના અંગભૂતોને નીતિ, ધર્મ, સદાચારની પ્રાપ્તિનું; અજ્ઞાન, પાપ અને દુઃખથી મુક્તિ મેળવવાનું, તથા આધ્યાત્મિક વિકાસ તથા જ્ઞાનનું શિક્ષણ આપવામાં આવે છે. આ બંધુત્વ એજ તેમનો ધર્મ સંપ્રદાય. તેમને ક્રીશ્રીઅન, હિંદુ, જૈન, મુસલમાન, પારસી, શીખ ધર્માનુયાયીઓ બંધુઓ જ હતા. વળી તેમનામાં ઉંચનીચનો ટાળો પણ નહોતો. "ભણેલો અને વિનયી બ્રાહ્મણ, ગાય, હાથી, કુતરો, ચંડાળ એ સર્વને ડાહ્યો પુરૂષ એક સરખી નજરે જુએ છે–" ( ગીતા ૫–૧૮. ) આ શ્રી કૃષ્ણના ઉપદેશ પ્રમાણે તે સર્વને સમાન ગણી સૌ સાથે સમાનતાથી વર્તી અનુસરતા. શ્રીકૃષ્ણનો જેઓ પોતાના જ મહાત્મા તરીકેનો દાવો કરે છે તેઓ શું તેમના( પોતાના જ મહાત્માના ) ઉપદેશને અનુસરે છે? જો પોતે જ પોતાના મહાત્માને માન આપી તેમના ઉપદેશને અનુસરતા હોય તો હિંદુઓમાં નાતજાત અને ધર્મ પંથોની વિવિધતા હોય જ નહિં. હિંદુઓ પોતે જેને પૂજ્ય માને છે–અરે ખાસ પોતાના જ ઇષ્ટ દેવ હોવાનો દાવો કરે છે તેના ઉપદેશની પણ અવગણના કરે છે. આખીયે આલમની સઘળીયે માનવ જાતિ–પછી તે ગમે તે દેશ કે ધર્મની

હોય તોપણુ જેમ્સ ઍલનને મન તે બધી સમાન જ હતી અને તેમાં ભિન્નતા—અસમાનતા માનવી એ તેમને બીનકુદરતી—ઇશ્વિરી આદેશ વિરુદ્ધ અને તદ્દન આમાનુષી લાગતું.

## ખોરાક.

યૂરોપના લોકોનો ખોરાક મુખ્યત્વે કરીને માંસનો છે અને તેઓ મદિરાના પણુ ભક્ત છે. આવી પરિસ્થિતિ છતાં આ મહાત્મા વેજીટેરીઅન હતા. માંસ અને મદિરા તો શું પરંતુ તમાકુને પણુ તેમણે કોઇવાર સ્પર્શી નહોતી. વ્યસન—દુર્વ્યસન જેવી કોઇ વસ્તુ મૂળથી જ તેમની સાન્નિધ્યનો સ્વાદ લેવા પામી નથી. તે શુદ્ધ વેજીટેરીઅન હતા એમ છેવટ મનાવતાં પહેલાં અલબત્ત તેને લગતી એક બાબત પડતી મૂકવી ઘટતી નથી અને તે એ કે તે ઇંડાંને શાકભાજીમાં ગણુતા—માંસની ગણુત્રીમાં નહીં. આર્ય ધર્મ ઇંડાંને પણુ માંસ ગણે છે. તેમના કોઇ આર્ય વાચકે આ વિષે તેમને પ્રશ્ન પણુ કર્યો હતો. તેનો તેમણે એવો ખુલ્લાસો આપ્યો હતો કે ઇંડાંમાં સેવાતાં પૂર્વે જીવ હોતો નથી એટલે જેમાં જીવનો મૂળથી જ પ્રવેશ કે સ્પર્શ ન હોય તે માંસ ગણાય નહીં. વળી તેમણે બીજો ખુલાસો શાસ્ત્રીય અથવા વ્યવહારૂ આધારે આપ્યો હતો. તે એ કે એક મરઘી વર્ષમાં લગભગ છ ડઝન ઇંડાં મૂકે છે પણુ માત્ર એક ડઝન જેટલાં જ

સેવે છે. બાકીનાં નકામાં જાય તેના કરતાં માણસો ખાવાના ઉપયોગમાં લે તો હરકત જેવું નથી. મરઘીને તો પહેલેથી તેનાં ઇંડાં સેવવાની દરકાર હોતી નથી; કારણ કે બીજા પક્ષીની માફક તે કાંઇ માળામાં નિયમસર ઇંડાં મૂકતી નથી કે તેની મેળે સેવવા બેસતી નથી, સેવવાનું કામ પણ માણસ જ તેની પાસે કરાવે છે. તેમજ તે ફાવે ત્યાં ઇંડું મૂકી આવે છે અને માણસને તે સંભાળથી ઉપાડી લઇ સંગ્રહી રાખવું પડે છે. માણસની આ દરકારના બદલામાં તે વધારાનાં ઇંડાં ખાય તો હરકત જેવું નથી એમ તે માનતા હતા. તે ઇંડાંમાં માંસનાં તત્વ માનતા નહોતા. ઇંડું એ માંસનું બીજ—મૂળ છે એમ તો કોઇનાથી ના કહી શકાશે નહીં. ખરાબ વસ્તુને મૂળથી જ હણવી એ તો તેમનો ઉપદેશ છે તો પછી માંસ જેવી ખરાબ વસ્તુને ઇંડાં રૂપી મૂળથી જ શ્યા માટે ન તજવી? ગમે તેમ પણ તે પાશ્ચાત્ય પુરૂષ છે. ઘણી પેઢીથી માંસ ખાતી આવતી પ્રજા પૈકીના તે એક છે એટલે તે પ્રજા તેમનો આ મત સ્વીકારશે, પરંતુ ઘણી પેઢીથી માંસ ન ખાનારી પ્રજા તો સ્વીકારશે નહીં તેમને પુરતા માન અને દિલગીરી સાથે કહેવું જોઇએ કે તેમનો આ અભિપ્રાય આર્ય પ્રજા તો સ્વીકારી શકશે નહીં.

## પોશાક.

તેમની છબીઓ* ઉપરથી જણાય છે કે તે સાદો પોશાક પહેરતા. ટાપટીપ તેમને પસંદ નહોતી. માથાના વાળ ઉપરથી પણ એજ પ્રતીત થાય છે કે પટીઆં પાડવાં—નમુનેદાર રીતે વાળ કાતરવા અને એવી બીજી દેખાવની વ્યર્થ શોભા કરવાનો શોખ તેમનાથી ઘણો દૂર હતો. તેમને દરેક બાબતની બાહ્ય તથા આંતર સાદાઇનો જ શોખ હતો.

## લગ્ન.

તેમના ત્રીસમા વર્ષમાં તે કુમારિકા લીલી જે તે વખતે ઇસ્ટ એન્ડ મીસન ( East End Mission ) માં સીસ્ટર ( પાદરીની દિકરી અથવા તેમના દેવળમાં રહેતી બીજી સ્ત્રીઓ " સીસ્ટર " કહેવાય છે ) હતી તેની સાથે પરણ્યા. લગ્નથી એક વર્ષ પહેલાં તે બેઉ પહેલવહેલાં પરસ્પર ઓળખીતાં થયાં હતાં. તેમના પહેલીવારના મિલન વખતે જ એૅલનમાં રહેલી દિવ્યતા—તેજ જોતાં જ લીલીનું આખુંય અંતઃકરણ તેમના પ્રત્યે ઢળી ગયું અને આત્મા

* છબીઓ ઉપરથી કહેવાનું તાત્પર્ય એ છે કે આ જીવન ચરિત્ર લખનારને તેમનું સાક્ષાત દર્શન કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું નથી.

તેમના ઉપર આસક્ત બન્યો. જેમ્સ ઍલનનાં હાડ માંસથી બનેલા શરીર રૂપી મંદિરમાં મહાન દિવ્ય આત્મા રૂપી દીપકને લીલીએ પ્રકાશતો દીઠો. પુનર્જન્મ શું કહેવાય તેની લીલીને તે વખતે સમજણ નહોતી છતાં જેમ્સને જોઇને જાણે કે પાછલી જીંદગીથી જ તેમની સાથે પરિચય હતો એમ લીલીને લાગ્યું. આગલા ભવથી જ જાણે પોતે તેમને ઓળખતી જ હોય અને તેમના પ્રત્યે પ્રેમ અને પૂજ્યભાવ ધરાવતી હોય એમ તેણીને લાગ્યું. તેમની ઓળખાણ પરસ્પર હતી–આ પ્રથમ મિલન વખતે જ બેય જણાંએ એક બીજાને જાણે પૂર્વે ઓળખતાં હોય અને અત્યારે મળ્યાં હોય એમ ઓળખી કાઢયાં. જેમ્સ ઍલને લીલીને કહ્યું કે–" મારા આગલા ભવના સંગાથી અને સહાયક તરીકે–મારી પ્રિયા–એકની એક પ્રિય પત્ની તરીકે મેં તને ઓળખી કાઢી. મને ખબર છે કે આ ભવમાં પણ તે સ્થાન તારા સિવાય ઇતર કોઈ લેનારૂં નથી. " આ મિલન પછી એક વર્ષે તે બેય પુણ્યાત્માઓનો લગ્ન રૂપે સંધિ થયો. એ તો ખરૂં છે કે પોતાની સાથે સમાન મત–વર્તન ધરાવનારી પત્ની સિવાય જીવનની મીઠાસ અનુભવવામાં આવતી નથી. પત્નીની જરૂર કેવળ શારીરિક સંતોષ માટે નથી, પરંતુ આત્મિક

સંતોષ માટે પણ છે. બેય બાબતના સંતોષમાં સહાયભુત થાય તે જ ખરી પત્ની. જે બાબતોનો પતિને શોખ હોય તે બાબતોનો શોખ સ્ત્રીને હોય તો જ તે બે જણાંનો સંસાર સુધાવત્ થાય છે. પતિના શોખનું પરણ્યા પછી અનુકરણ કરનાર કોક સ્ત્રી જ માલૂમ પડે છે. પરણ્યા પહેલાં બેય જો એક જ પ્રકારનો શોખ ધરાવનારાં હોય તો પરણ્યા પછી તેમાં ઓર ખુબી આવે છે. અમુક જાતનો શોખ કોઈ-નામાં પરાણે આવતો નથી, પરંતુ તે લઘુવયમાં કુદરતી રીતે જ આવેલો હોવો જોઇએ. આ બેયનું જીવનવલણ એક જ દિશામાં હોવાથી તેમનું દાંપત્ય ખરેખર દિવ્ય અને નમુનેદાર બની શક્યું. જો લીલી બીજી યુરોપીય સ્ત્રીઓ જેવી મોજમજાને પસંદ કરનારી કે જેમ્સ ઍલન કરતાં જુદા પ્રકારના જીવનમાર્ગવાળી હોત તો તેમનો સંસાર આવો મિષ્ટ અને સુદર નિવડત નહીં. આ કારણથી પુખ્ત ઉંમર થયા બાદ વર કન્યાએ પરસ્પર પરિચયમાં આવવું અને એક બીજાનો જીવનક્રમ આદિ પરસ્પર સાનુકૂળ જણાય તો જ પરણવું એ રિવાજ ઘણો જ ઉમદા અને ડહાપણ ભર્યો જણાય છે. જીવનક્રમની સાનુકૂળતા—એકદેશીયતા વગર પરણવું એ તો જીવનમાં નાહક ભાર—કટુતા આણ્યા જેવું બને છે.

અનુકૂળ પાત્રો વગરનું દાંપત્ય જીવન કદિ પણ શોભતું નથી કે સુખી થતું નથી.

## કુટુમ્બીઓ પ્રત્યે સ્નેહ.

કુટુમ્બીજન પ્રત્યે જેમ્સ ઍલન અદ્વિતીય સ્નેહ રાખતા. પ્રેમ–વિશ્વપ્રેમ એ તો તેમનું લક્ષબિન્દુ હતું એટલે સ્વજન પ્રત્યે તો પ્રેમ રાખે તેમાં શું આશ્ચર્ય! Charity begins at home એટલે દયાની શરૂઆત પોતાને ત્યાંથી જ થાય છે. ભાવાર્થ કે દરેક સારી નરસી બાબતની શરૂઆત પોતાનામાં અર્થાત્ પોતાને ત્યાં જ થાય છે. તેમની પત્ની, પુત્રી નોરા, બે બાંધવો અને માતા પ્રત્યે તેમનો જેવો અનહદ અને નિઃસ્વાર્થ સ્નેહ હતો તેવો તે લોકોનો પણ તેમના પ્રત્યે હતો. આખું જગત તેને મન કુટુમ્બ સમાન હતું એટલે ખરેખરાં કુટુમ્બ પ્રત્યે સ્નેહ રાખે તે નવાઇ જેવું નથી. તેઓ ખરેખરા સ્નેહી અને સ્વાર્થત્યાગી હતા. બીજાના માટે પોતે અગવડ ભોગવી લેતા પરંતુ પોતા તરફની બીજાંને અગવડ રહેવા દેતા નહીં. તેમનું કુટુમ્બ ચરિત્ર પણ ખરેખર આદર્શભૂત હતું. તેમની પત્ની અને પુત્રી પ્રત્યેના તેમના પ્રેમનું કેટલુંક ચિત્ર અવસાનના પારચ્છેદમાં આવશે.

## ગૃહસ્થ.

એક સામાન્ય ગૃહસ્થ તરીકે પણ તેઓ નમુનેદાર હતા. સંસાર વ્યવહાર-સમાજમાં તે તેમની સાદાઇ અને સરળતા પૂર્વક બરાબર ભાગ લેતા. કોઇ પણ સાંસારિક કે સામાજીક કર્ત્તવ્ય પ્રત્યે દુર્લક્ષ કરતા નહીં. મિસ્તર હૅરી જે. સ્ટોન કહે છે કે-જેમ્સ ઍલન માત્ર તત્વવેત્તા, શિક્ષક-ગુરૂ અને ધર્મોપદેશક હતા એટલું જ નહીં પરંતુ તે વ્યવહારિક ગૃહસ્થ પણ હતા. સામાજીક મેલાવડામાં તે આનંદ અને ખંતથી ભાગ લેતા અને પોતાને ત્યાં પણ સામાજીક મેલાવડા અને આનંદોત્સવ કરતા. મિસ્તર એ. એસ. વર્મીલ પણ કહે છે કે-સામાજીક બાબતોમાં તે અતડા નહોતા. સંગીત અને વાદ્યમાં પણ તે સારૂં કામ કરતા. મિ. સી. ફૉયસ્ટર કરે છે કે-સાંસારિક કર્ત્તવ્યોથી પણ તે ઘણા વાકેફ અને પરાયણ રહેતા.

## રમત ગમત.

રમત ગમતનો શોખ પણ તેમનામાં ઓછો નહોતો. વિદ્યાર્થી જીવન તેમજ બાલ્યાવસ્થામાં તે રમત ગમતમાં બીજા છોકરા કરતાં ઉતરતા નહોતા. લીપ-ફ્રોગ ( દેડકાની માફક ઠેકવાની રમત ) ની તથા લખોટીઓની રમતો તે ઘણી

સારી રીતે રમતા. રમત સાથે તે એવા તદ્રુપ—એકરૂપ—એક જીવ—આર્દ્ર—લીન બની જતા કે તેમના દોસ્તદારો તે હજુ પણ યાદ કરે છે. મોટી ઉમ્મરે પણ તેમનો આ શોખ ઓછો થયો નહોતો. ઉનાળામાં સાંજે અગર પોતે કામ છોડીને આશાયેશની ખાતર ફુરસદ મેળવી શકે ત્યારે ગમે તે વખતે તે બૅડમીન્ટનની રમતમાં બહુ આનંદથી ભાગ લેતા. રમત ગમતનો શોખ તો તેમને છેવટ સુધી કાયમ રહ્યો હતો. ઉનાળામાં સાંજે લીલા ઘાસના મેદાનમાં તેમને બૅડમીન્ટન, ક્રોકેટ, અગર બાઉલ્સની રમતો ગમતી અને શીઆળામાં હાલ્મા અગર બીઝીકને તે પસંદ કરતા. ટૅનીસની રમત પણ તે રમતા હતા. કોઇ કોઇવાર બાળકો સાથે "પીટ" નામની ધીંગા મસ્તી અને ઘોંઘાટવાળી રમત રમવામાં પણ તે તનમનથી ઝુકી પડતા. " ચાલો રમીએ " આ તેમનો મુદ્રા લેખ હતો. રમતમાં તેમના જેટલો નિર્દોષ આનંદ બીજા ભાગ્યે જ લેતા હશે; તેમજ બીજાને આનંદી અને સુખી જોઇને તેમના જેટલા બીજા ભાગ્યે જ રાજી—સંતુષ્ટ થતા હશે.

તેમનામાં ગંભિરતા અને રમતીયાળપણું એ બેય હતાં.

સંગીત—ગાવા બજાવવાનો પણ તેમને શોખ હતો એ

આ ઉપરના સામાન્ય ગૃહસ્થ તરીકેના પરિચ્છેદમાં આવી ગયું છે.

નિર્દોષ પ્રલાપ પણ તેમને અરૂચિકર નહોતો. નકામાં ગપ્પાં મારવાં અને બીજાઓની નિંદા કે ખોદણી કરવી કે બેઠાં બેઠાં બીજી ગપાષ્ટકોની કે સ્વાર્થી વાતો કરવી એ તેમને ગમતું નહીં. અવકાશ હોય ત્યારે નિર્દોષ વાર્તાલાપ કે કોઇ વિષય ઉપર ચર્ચા કરવામાં પણ તે પછાત રહેતા નહીં.

## સામાન્ય વર્તન.

તેમના શરીરનું કદ નાનું હતું અને બાંધે પાતળા હતા છતાંય તે પુરૂષત્વમાં તો ઉચ્ચ અને સંગીન હતા. જેવા સંગીન હતા તેવા જ નમ્ર–વિનયી હતા. તેમના માયાળુ–દયાર્દ્ર ઓષ્ટોમાંથી ક્રોધ કે ગુસ્સા ભર્યો કે અપશબ્દ સરકવા પામતો નહીં. તેમના પરિચારકો તેમને વસ્તુતઃ પૂજતા–માન આપતા અને ચાહતા. જે લોકોને તેમની સાથે ધંધા સંબંધી કામ પડતું તે તેમ જ તેમના શેઠ તથા તેમની નીચે કામ કરનારાઓ તેમના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી તેમનું સન્માન કરવા ઉપરાંત અંતરથી ચાહતા. જગત્ ભગિની લીલી ઍલન કહે છે કે–અહા ! તેમના સ્વાર્થ રહિત સદાચારી જીવન, તેમના મૃદુ–મીઠા શબ્દો,

તેમનાં નમ્ર કૃત્યો, તેમના સદ્દગુણો, તેમના જ્ઞાન અને પ્રતાપ વિષે લખતાં પાર આવે તેમ નથી. તેમનાં પુસ્તકો આ બાબતની સાક્ષી પુરે છે, અને હજુ યુગો પર્યંત પુર્યાં કરશે. તેમનું જીવન સંપૂર્ણ રીતે સદાચારી અને સાધુતાવાળું છે.

તેમની સાથે કામ કરનારા સોબતીઓ તેમને તેમની તરૂણાવસ્થામાંથી જ "સેઇન્ટ" (અર્થાત્ સાધુ પુરૂષ–સદાચારી પુરૂષ–ગીતામાં કહેલી દૈવી સંપત્તિ) કહીને બોલાવતા; કેટલાક તો તેમને તે વખતથી જ "પારસન" (અર્થાત્ ધર્માચાર્ય) કહેતા.

તે સદા વ્યસન–દુર્વ્યસનથી દૂર રહેતા. બીડી સરખી વસ્તુ પણ તેમને બહિષ્કૃત હતી.

તે હમ્મેશાં સાલસ, આનંદી અને નિશ્ચિંત રહેતા. જેનામાં એવા ગુણો હોય તેવાની સાથે જ તે સોબત કરતા.

સંજોગોએ ફરજ પાડવાથી તેમણે મીલો અને બીજાં કારખાનાંમાં કેટલાંક વર્ષો સુધી કામ કર્યું હતું. તેવી સ્થિતિમાં પણ તેમનો ઘણો બોજ પડતો. કારખાનામાં કામ કરનારા બધા તેમની શેહમાં દબાઇ જતા–તેમના તેજથી અંજાઇ જતા. તેમને જોતાં જ સહુ કોઇ બિભત્સ કે નઠારી મશ્કરી અગર વાતો કરતા અટકી જતા. તેમની સમક્ષ

અપશબ્દો કે વ્યર્થ શબ્દો બોલવાની કોઇ હિમ્મત જ કરી શકતું નહિ. કારખાનામાં કામ કરનારી સ્ત્રીઓ–મજુરણો સામાન્ય રીતે બહુબોલી અને છુટ-ભટક ચાલી હોય છે, ખરાબ મસ્કરી અને નખરાં–અભિનયો એ તો જાણે તેમને વારસામાં મળેલો ગરાસ! તથાપિ તે સ્ત્રીઓ પણ તેમનાથી દબાઈ જતી અને ઉંહ્ કરી શકતી નહીં. તે બધી તેમને જોઇ ચુપ બની જતી અને માન આપતી. તે સ્ત્રીઓ બીજા પુરૂષો સાથે જેવી ઢબ અને છુટથી બોલતી તેવી તેમની સાથે બોલી શકતી નહીં.

"તે આપણા જેવો નથી અને આપણામાં ભળે તેવો પણ નથી" એમ કહી તે સ્ત્રીઓ તેમની આગળથી ચુપકી અને અદબ સાથે પસાર થતી.

ધંધાદારી કામ કરવામાં તે નિપુણ–કાબેલ–હુંશીઆર હતા, એટલું જ નહીં પરંતુ પૂર્ણ રીતે પ્રમાણિક હતા. પ્રમાણિકતાનો ગુણ તો તેમનો પોતિકો અર્થાત્ એકલાએ જાણે ઇજારો રાખ્યો હોય તેવો હતો. તે કારકુનના કામેથી આગળ વધી છેવટ પ્રાઇવેટ સેક્રેટરી જેવી માનભરી અને જોખમવાળી જગ્યાએ ચડયા હતા.

તેમના વર્તનમાં તમામ સદ્ગુણો મૂર્તિમંત હતા. દુર્ગુણો

તો બીચારા તેમના સદ્દગુણોનું તેજ જોઇને દૂરથી જ ભાગી જતા. તેમનાં પુસ્તકોમાં બતાવેલો બધો સદાચાર તેમના પોતાના જીવનમાં પ્રત્યક્ષ હતો. તેમના સંબંધમાં મિસ્તર સી. એન. ફૅાયસ્ટર કહે છે કે–તે જેવો ઉપદેશ કરતા તેવું જાતે આચરતા–કહેવું કાંઇ અને પોતે કરવું કાંઇ એ **પરોપદેશે પાંડિત્યં**નો દોષ તેમનામાં સમુળો નહોતો. તે આગળ કહે છે કે–તેમનો સ્વભાવ એવો સરળ, મિલનસાર અને નિખાલસ હતો કે તે જેવાની સાથે તેવા બની જતા. તે બાળક સાથે બાળક, મોટા સાથે મોટા, ગૃહસ્થ સાથે ગૃહસ્થ, તત્વવેત્તા સાથે તત્વવેત્તા, સાધુ સાથે સાધુ, રમતીઆળ સાથે રમતીઆળ થઈ જતા. મતલબ કે તેમનામાં સર્વ સાથે સામ્ય અનુભવવા તથા અનુભવાવવાનો ગુણ ઘણો સારો હતો. સહાનુભૂતિ–પરોપકાર–બીજાઓ માટે લાગણી એ તો તેમના જીવનમંત્રો હતા.

ધૈર્ય અને સહનશક્તિમાં તો તે એક્કા–મહારથી હતા. દુઃખને તે દુષ્મનને બદલે મિત્ર–ગુરૂ–પવિત્ર કરનાર ગણતા.

તેમની પંદર વર્ષની ઉમ્મરે તેમના ઉપર મોટી આફત પહેલવહેલી જ આવી પડી. તેમના પિતાને ધંધામાં નુકસાન આવ્યું અને તેમાં તેમણે તેમનું લગભગ સર્વસ્વ ગુમાવ્યું. જે

કાંઇ થોડો ઘણો પૈસો બાકી રહેવા પામ્યો તે લઇ તેમના પિતા નવું નિવાસસ્થાન બનાવવા સારૂ અમેરીકા ગયા. પરંતુ ત્યાં તેમને કોઇ વિચિત્ર અકસ્માત નડયો અને તે હજુ પુરા બે દહાડા ત્યાં રહ્યા નહોતા એટલામાં તો ન્યૂ-યોર્કમાંના દવાખાનામાં મરણ પામ્યા. તેમની પાસેથી ફક્ત ખાલી પોકેટ બુક અને એક જુની ચાંદીની ઘડીઆળ મળી આવી હતી. એ બે ચીજો તેમનાં કુટુમ્બને મોકલી આપવામાં આવી હતી. તેમના પિતાના આવા અણધાર્યા અને વળી કટાકટીના વખતે થયેલા અવસાનથી જેમ્સ ઍલનને પારાવાર ખેદ થયો અને અત્યંત દુઃખ લાગ્યું. તેમના માથે તરૂણાવસ્થામાં જ આવી પડેલું આ સંકટ—આપત્તિ તથા જવાબદારીઓ ખરેખર કરૂણોત્પાદક, હૃદયભેદક અને ત્રાસજનક હતી. માંત્ર પંદર વર્ષ જેવી કાચી ઉમ્મરે જ તેમનાં માતુશ્રી તથા બે ન્હાના ભાઇઓનું ભરણ પોષણ કરવાનું કામ તેમના માથે આવી પડયું. તે ફરજ અદા કરવામાં તેમને ઘણી ઘણી મુસ્કેલીઓ, મહેનત અને આપત્તિઓમાંથી પસાર થવું પડયું હતું. તે રોજ ચોવીસ કલાક દરમિયાન પંદર કલાક ધંધા-રોજગાર સંબંધી કામ કરતા, બે કે ત્રણ કલાક અભ્યાસ કરતા અને બાકીનો વખત સુવા વગરેમાં ગાળતા. આવા

વિપત્તિ સમયે પણ તેમણે પોતાનાં પુસ્તકો કે અભ્યાસને અલગો કર્યો નહોતો. તે વિપત્તિ સમય દરમિયાન વિશ્વકુમ્ભકાર (અર્થાત્ પ્રજાપતિ–બ્રહ્મા–સૃષ્ટિ સર્જનાર)ના હાથે પોતાનાં અલૌકિક–દિવ્ય ભવિષ્ય રૂપી અનેરૂં વાસણ ઘડાતું હતું એમ જેમ્સ ઍલન ઘણા સમય પશ્ચાત જોઇ–સમજી શક્યા હતા. તે શું સમજી શક્યા તે તેમણે સને ૧૯૧૧ ના ડીસેમ્બર માસના "દીપોક"નાં મુખપૃષ્ઠમાં આપેલું છેઃ—

"ઝાઝું દુઃખ પામવું એ ઘણી ભાષાઓ(અર્થાત્ આધ્યાત્મિક સત્યો)જાણવા સમાન છે. તને (ઝાઝાં દુઃખથી) એવું શિક્ષણ ઉપલબ્ધ થયું છે કે જેથી તું સહુને સમજી શકે છે અને સહુ તને સમજી શકે એવો તને પોતાનો બનાવી શકે છે. "*

આ અવતરણ ઉપરથી સમજાશે કે દુઃખં પામવું એ દિવ્યતા પામવા માટે છે. તેમ જ દુઃખ સુખનું મૂળ છે. જેમ્સ ઍલન પોતાના આપત્તિ કાળમાં આ સિદ્ધ કરીને સમજ્યા હતા. જેમ્સ ઍલનને આપણે તેમને જાણીએ છીએ તેવા બનાવનાર તેમના ઉપર આવી પડેલી આપત્તિઓજ છે.

તેમનામાં આની આત્મિક–માનસિક સહન શક્તિ અને ધીરજ હતી, એટલું જ નહીં પરંતુ શરીરે વેદના–કષ્ટ

* આ કથન તેમને પોતાને ઉદ્દેશીને છે.

ખમવામાં પણ તે કઠણ હતા. તેમને દૈહિક દુઃખ–પીડન થતું ત્યારે તે તે વિષે બિલકુલ બોલતા નહીં કે તેને જણાવા પણ દેતા નહીં. પરંતુ ધૈર્ય, શાંતિ, સહનશીલતા અને બહાદૂરીથી દરદને સહન કરતા. ફક્ત તેમનાં પ્રેમાર્દ્ર પત્ની કે જે તેમનો સ્વભાવ–ટેવ સારી રીતે જાણતાં તે તથા તેમના માયાળુ ને મૃદુ લાગણીવાળા ડાક્ટર જ જાણી શકતા કે તે કેટલું દેહદમન કરતા–પીડા ખમતા. આવા વખતે પણ તે અભ્યાસમાં સ્ખલિત થતા નહીં. તેવી સ્થિતિમાં પણ તે પરોઢીએ વહેલા ઉઠીને પ્રભુનું મનન–ચિંતન–ધ્યાન કરતા અને તેમના લેખન સ્થાને બેસી જે પ્રકાશ–જ્ઞાન અને જીવન માર્ગના મહામંત્રો લખતા તે તેમનાં પુસ્તકો દ્વારા વિશ્વ સન્મુખ મૂકાયા છે. તે મંત્રોના રણકારા હજુ યુગો પર્યંત સંભળાશે અને ઘણા મનુષ્યોને પાપ અને દુઃખ–દિલગીરીથી બચાવી પુણ્ય, આનંદ અને શાંતિના માર્ગે પ્રેરશે.

### ગ્રંથકાર.

તેમનાં પુસ્તકોના વાંચનાર જોઇ શક્યા હશે કે તેમની શૈલિ તદ્દન સરળ અને ભાષા સાદી–સહેલી છે એમ છતાં પણ અર્થગાંભિર્ય તેમાં આપોઆપ દીપી–ઝળકી નીકળે છે. લખાણુ સુંદર, ટૂંકું અને મુદ્દાસર છે. તેમની લેખન શૈલિ ઉમદા પ્રકારની હારમાં પણ અગ્રસ્થાન ભોગવી શકે તેમ છે.

તેમનું પહેલું પુસ્તક "From Povery to Power (અર્થાત્ જીવમાંથી શિવ–દુર્બળમાંથી સબળ.) પ્રકટ થયું. આ પુસ્તકથી તે પ્રખ્યાતિને પામ્યા. ઘણા લોકો આ પુસ્તકને તેમનું સૌથી શ્રેષ્ઠ કહે છે. તેની ઘણી આવૃત્તિયો થઇ છે અને દુનિયાના સર્વ ભાગોમાં તેની હજારો મોઢે નકલો ખપી ગઇ છે. કેટલાકોએ તો તેમની રજા મેળવ્યા વગર પણ તેની આવૃત્તિયો કાઢી છે. (આ કૃત્ય પ્રત્યે તેમણે સદા ક્ષન્તવ્ય દૃષ્ટિ જ રાખી હતી.) એમના જેટલાં બીજા ગ્રંથકારોનાં પુસ્તકો ભાગ્યે જ વગર રજાએ ચોરાઇને છપાઈ પ્રસિદ્ધ થયાં હશે. આ પહેલા પુસ્તકનાં અસંખ્ય અવલોકન થયાં છે અને સૌ તેની એક સરખી પ્રશંસા કરે છે.

ત્યાર પછી થોડા સમયે "All these Things added" (અર્થાત્ આ બધી વસ્તુઓનો ઉમેરો) અને પછી "As a Man Thinketh" (અર્થાત્ માણસ જેવા વિચાર કરે છે–વિચાર તેવું વર્તન×), પછી "Out

---

× આ પુસ્તકનું અનુવાદન આ જીવનચરિત્રના લેખકે "સ્વર્ગની સામગ્રી અથવા મન તેવો મનુષ્ય" એ નામથી લખ્યું છે અને તે આ સાથે જ બંધાએલું છે.

from the Heart" ( અર્થાત્ હૃદયમાંથી બહાર.* ), "Through the Gate of Good" ( સદાચાર–ભલાઈના દરવાજામાં થઇને ), "Life Triumphant" ( વિજયી જીવન ), "By ways of Blessedness" ( કલ્યાણની કેડીઓ ), "From Passion to Peace" ( પશુમાંથી દેવ §), "Man:–King of Mind, Body and Circumstance" (માણસ–મન, તન અને સંજોગનો રાજા ), "Above Life's Turmoil" ( જીવનની જંજાળની પેલીમેર ), "Mastery of Destiny" (ભાવિ ઉપર સ્વામીત્વ ), "Eight Pillars of Prosperity" ( અભ્યુદયના આઠ સ્થંભ )–એમ વખતો વખત પ્રકટ થયાં છે. આ છેલ્લું પુસ્તક સને ૧૯૧૧ માં તેમના મરણ પહેલાં થોડા વખત ઉપર જ બહાર પડેલું છે. ત્યાર પછી તેમના

---

* આ પુસ્તકનું અનુવાદન આ લેખકે "હૃદય અથવા જીવનનો પાયો" એ નામથી લખ્યું છે. તે મુંબઈ–પારસી બજાર સ્ટ્રીટમાં ડી. લખમીદાસ અને કું: માંથી બાર આનાની કિંમતે મળે છે.

§ આ પુસ્તક આ સંસ્થા તરફથી બહાર પડી ચુકયું છે: કિંમત આઠ આના છે.

મૃત્યુ પશ્ચાત્ “Light on Life's Difficulties” (જીવનની મુશ્કેલીઓ ઉપર પ્રકાશ) “Meditations” (તત્ત્વચિંતન) એ બે બહાર પડયાં છે. હજુ બીજાં પુસ્તકો જે તેમની હયાતિ દરમિયાન પ્રકટ થયાં નથી તે બહાર આવવાની વકી છે.

## કવિ.

કવિતા તેમણે બહુ ઝાઝી લખી નથી તથાપિ તે સારી રીતે કવિતા લખી શકતા. તેમની કવિતાઓ અદ્ભૂત રસ ઉત્પન્ન કરનારી નથી પરંતુ આધ્યાત્મિક દ્રષ્ટિ ઉઘાડનારી છે. વિદ્યાર્થી જીવનના પરિચ્છેદ નીચે આવેલી હકીકત ઉપર- થી વાચકવૃંદને વિદિત થયું હશે કે વિદ્યાર્થી અવસ્થામાં- થી જ તે કવિતાઓ લખતા અને તે માટે તેમણે આખીયે શાળામાં સૌથી પહેલા નંબરનું ઇનામ મેળવ્યું હતું. તેમણે છુટીછવાઇ કવિતાઓ લખવા ઉપરાંત તે પૈકી કેટલીકનો સંગ્રહ કરી “Poems of Peace” (શાંતિના છંદો) એ નામનું પુસ્તક પણ બહાર પાડેલું છે. તેમની કવિતાઓ ઉપરથી તેમનામાં કવિત્વશક્તિનો વિકાસ પણ સારી રીતે

* “તત્ત્વચિંતન” આ જ પ્રકાશક તરફથી બહાર પડયું છે. તેની કીંમત રૂ. અઢી છે.

થયેલો જણાય છે. કવિતાની શૈલિ પણ પુસ્તકોના જેવી સાદી, સરળ અને મધુર છે.

## તંત્રી.

પુસ્તકો લખવા ઉપરાંત તેમણે એક માસિકપત્ર પણ લખવું શરૂ કર્યું હતું. તેમણે " Light of Reason " ( બુદ્ધિપ્રકાશ ) નામનું માસિક પહેલવહેલું સને ૧૯૦૨ માં આરંભ્યું. થોડા સમયમાંજ તે માસિક લોકપ્રિય અને સ્તુતિપાત્ર થઇ પડયું અને ઉપયોગી ગણાવા લાગ્યું. તેનો પ્રચાર જેમ જેમ વધતો ગયો તેમ તેમ સર્વે સ્થિતિ–વ્યક્તિ–વયનાં મનુષ્યો તરફથી આધ્યાત્મિક બાબતોમાં તેમની સલાહ પુછવાના પત્રો દરોડાની માફક હમ્મેશાં આવવા લાગ્યા. એ માસિકનો જ્યારે ઈંગ્લાન્ડ ઉપરાંત અમેરિકા, ઑસ્ટ્રેલીઆ, ન્યૂઝીલાન્ડ, હીંદ અને બીજા પૂર્વના દેશોમાં પગપેસારો થયો ત્યારે તો પત્રોની સંખ્યાનો પાર રહેવા લાગ્યો નહિ. જેમ્સ એલનને એવા પત્રોના ઉત્તર આપવાનું કામ જ રોજ ઘણા કલાક સુધી કરવું પડતું. આવેલા પત્રો ઉપર તે વહેલા ઉઠીને કે મોડી રાત્રે વિચાર કરતા. સત્ય અને શાંતિના શોધકોને ખરા જવાબ આપવા માટે તેમને આટલો શ્રમ ઉઠાવવો પડતો; પુસ્તકો, માસિક તથા તેમના રોજંદા અભ્યાસનો શ્રમ તો તે ઉપરાંત.

સને ૧૯૧૦ ના જુન માસમાં તેમને લાગ્યું કે તેમનાથી હવે માસિકને નાણાં સંબંધી મદદ આપી શકાય તેમ નથી એટલે તેમણે તેને બંધ કરવાનો વિચાર કર્યો. ગ્રાહકોએ તેને ચાલુ રાખવા માટે આગ્રહ–ઉત્કંઠા બતાવી અને ચોતરફથી મદદ આવવા લાગી. આવી મદદ અદ્યાપિ પણ અપાયે જાય છે. માસિકને આ નવો ભવ થયો અને તે નવા ભવનું સ્મરણ કાયમ રાખવા માટે તેમણે માસિકને "Epoch" (ઇપોક અર્થાત્ નવયુગ) એવું નવું નામ આપ્યું.

સને ૧૯૧૧ ની શરૂઆત સાથે "લાઇટ ઑફ રીઝન" ને બદલે "ઇપોક" નો જન્મ થયો. તે હજુ પણ ચાલુ છે. જેમ્સ ઍલનના સ્વર્ગવાસ પછી તેમનાં પત્ની–જગત્ ભગિની લીલી એલ. એલન (જે અગાઉ પણ ઉપતંત્રીનું કામ કરતાં) એ પત્રને હાલ ચલાવે છે. ભગિની લીલી પણ તેમની ઉમદા શાગરીદ છે અને આધ્યાત્મિક જ્ઞાનમાં ઘણી પ્રગતિમાન છે. જેમ્સ ઍલનને કામનો બોજો ઘણો વધી પડતાં ઉપતંત્રી તરીકે તેણી સારી સાહાય્ય આપતી હતી. "ઇપોક" માં સ્ત્રીઓ માટે ખાસ સ્વતંત્ર રીતે તે "સ્ત્રીઓની શાખા" એ શીર્ષક નીચે લખાણો આપતી હતી. બ્હેન લીલીએ પણ આધ્યાત્મિક બાબતોનાં

"Our Mental Children" (આપણાં માનસિક કાર્યો અને પરિણામો) આદિ સારાં પુસ્તકો લખ્યાં છે અને હજુ પણ લખે છે.

## વક્તા.

ભાષણકાર તરીકે પણ જેમ્સ ઍલન ઉત્તમ હતા. તેમની પાસે માગણી થતાં સામાજીક મેલાવડા કે એવા પ્રસંગોએ તે ઘણાં સારાં અને મનન કરવા લાયક ભાષણ આપતા. મિસ્તર એ. એસ. વર્મોલ કહે છે કે–"તેમનાં ભાષણો વ્યવહારૂ અને મુદ્દાસર થતાં. તે હમ્મેશાં ધાર્મિક, નૈતિક, માનસિક તથા આધ્યાત્મિક વિકાસ સંબંધી બોલતા. ભાષણની અંદરના તેમના વિચારો સંગીનતાથી ભરપુર જણાતા. તેમનું બોલવું શાંત, મધુર અને મંજુલ હતું–છટા પણ ઑર હતી." તેમનો દરેક શબ્દ શ્રોતાને અંતરમાં આટોપાટ ઉતરી જતો. તેમને સહુ "ખરેખર દિવ્યાત્મા" કહેતા. તેમની વાક્ધારાથી જડમાં પણ ચેતન આવી જતું.

## ધર્મસ્થાપક.

સને ૧૯૦૫માં તેમણે "બંધુત્વ અથવા સદ્દગુણની શાળા" નામક સંસ્થા ચાલુ કરી. એ સંસ્થામાં હાલ તમામ

દેશોના અંગભૂતો છે. આ સંસ્થાના અંગભૂતો તેમના ખાસ શિષ્યો ગણાય છે. આ સંસ્થામાં જેમ્સ ઍલન ગુરૂ અર્થાત્ આચાર્ય તરીકે પૂજાય છે. આ બાબત આગળ કહેવાઇ ગયું છે, એટલે અત્રે પિષ્ટપેષણ કરવું ઉચિત નથી. આ સંસ્થાના મેમ્બરોને માંસ મદિરાનો પરિત્યાગ કરી વેજીટેરીઅન થવું પડે છે.

## અવસાન.

તેમના જીવનની મળી શકી તેટલી બીના આ ઉપર યથાશક્તિ ઉતારી હવે આપણે તેમના શાંત સ્વર્ગવાસ–પ્રયાણકાળનું કાંઇક ચિત્ર આલેખવા યત્ન કરીએ.

સને ૧૯૧૧ના નાતાલના સમયમાં તેમના દેહમાં વિક્રિયા થવા લાગી, પરંતુ તે ફેરફારને કોઇ સમજી–ઓળખી શક્યું નહીં. તે ફેરફારના પરિણામે તે આ લોકનો ત્યાગ કરી અવર સૃષ્ટિમાં નિવાસ કરવા માટે પ્રયાણ કરશે એવો કોઇને સ્વપ્નમાં પણ ખ્યાલ આવ્યો નહોતો.

આ ફેરફાર થતાં કુદરતી પ્રેરણાથી જેમ્સ ઍલન, તેમનાં પત્ની લીલી અને પુત્રી નોરા–એ ત્રણે વચ્ચેનો પ્રેમ અને સમ્પર્ક વધુ વધુ ગાઢ થવા લાગ્યો; જાણે કે તેમના અવસાનની એ ત્રિપુટિને આગમચેતી ન આવી ગઇ હોય. આ

સમય દરમિયાન કામ પડતું મૂકી થોડીવાર આરામ લેવાને
તેમને બ્હેન લીલી વારંવાર-હમ્મેશાં આગ્રહ કરતાં, પરંતુ
તે એવો જવાબ દેતા કેઃ-" મ્હારી વહાલી, આરામ એટલે
મારે આ અવનિમાંથી જવાની તૈયારી સમજવી; માટે મને
અટકાવવાનો આગ્રહ કરશો નહીં." તેમનાથી કામ કર્યા
વગર ગમે તેવી અશક્ત સ્થિતિમાં પણ રહી શકાતું નહીં.
તે સમજતા કે કામ કરતા અટકીએ તો જીવનનો અંત
વહેલો આવી જાય-કામ એજ જીવનને ટકાવી રાખનાર
વસ્તુ છે.

આવી રીતે તેમણે આખર સુધી એટલે સને ૧૯૧૨
ની ૧૨મી જાનેવારી શુક્રવારના રોજ સુધી કામ કરવું ચાલુ
રાખ્યું. તે દિવસે બપોર પછી એક વાગ્યાના અરસામાં તે
તેમની કુર્સીમાં બેસી ગયા અને અત્યંત દયા તથા આતુ-
રતા સાથે તેમનાં પત્ની સામું જોઇ તેમના ભણી બન્ને હાથ
વિસ્તૃત કરી બોલી ઉઠયા-:" ઓહ, મેં પુરૂં કર્યું-પુરૂં કર્યું;
હું હવે આગળ જઇ શકું તેમ નથી-બસ ખલાસ." ત્યાર-
થી તે પથારીવશ થયા અને ખરેખર આયુષ્ય-જીવન પુરૂં કર્યું.

કહેવાની જરૂર નથી કે તેમને સાજા કરવા માટે
માનુષી મદદ તથા બુદ્ધિ-કૌશલ્યનો પુરતો ઉપયોગ કરવામાં

આવ્યો હતો પરંતુ અફસોસ–તે બધો વ્યર્થ ! તુટી તેની બુટી નહીં ! તેમનો છેલ્લો શ્વાસ નિકટમાં જ હતો તે વખતે તેમણે તેમનાં પત્નીના મસ્તક ઉપર આશિર્વાદ સાથે હાથ મૂકી પોતાનું બધું કાર્ય તેણીને સુપ્રત કર્યું. આ સેવા પ્રદેશ છોડી તેણીને પોતાને ઉપર ચાલ્યા જવાનું ત્યાંથી ફરમાન –આમંત્રણ આવે ત્યાં સુધી માનવ જાતિને સુખ અને સહાય્ય આપવાનો બોજો તેણીની ખાંધ ઉપર મૂક્યો. તે વખતે તેમણે કહ્યું કે–" હું તને સાહાય્ય કરીશ અને બનશે તો વારંવાર તારી પાસે આવી તારી સાથે રહેતો જઇશ. " તે તેમનાં પત્નીને સ્નેહ અને આશ્વાસનના શબ્દો વારંવાર કહેતા અને જ્યારે તેમની લાડકવાઇ–એકની એક પ્રિય પુત્રી નોરા ( નોરા તેમના લગ્નને બીજે વર્ષે થઇ હતી ત્યાર બાદ તેમને આગળ સંતાનોત્પત્તિ થઈ નહોતી. આ આત્મજાના અવતરણ પછી અલ્પ સમય બાદ જ જેમ્સ ઍલનમાં વિરાગ વૃત્તિ આવવા લાગી હતી. જુઓ આધ્યાત્મિક અભ્યાસ શીર્ષક પરિચ્છેદ ) તેમને બચ્ચી લઇ સ્નેહાલાપ કરવા લાગી ત્યારે તેમના શાંત, સ્વસ્થ, ફીક્કા ચહેરા ઉપર મધુર સ્મિત આવ્યું અને હમ્મેશની માફક મૃદુલ સ્વરે તેણીના પ્રત્યે " મારી વહાલી પુત્રી ! " એટલા શબ્દો ઉચ્ચાર્યા.

આવી રીતે શાંતિ, સ્વસ્થતા, ધૈર્ય સાથે તેમણે બુધવાર તારીખ ૨૪મી જાનેવારી સને ૧૯૧૨ના રોજ આ મૃત્યુ લોકમાંથી પ્રયાણ કર્યું અને દેવલોકમાં ચાલ્યા ગયા. હેં શું ચાલ્યા ગયા? નારે ના; માત્ર આપણી ચર્મચક્ષુ આગળથી વપુરૂપી બાહ્ય વસ્ત્ર ઉડી ગયું. આત્મા અમર છે–કીર્તિ પણ અમર છે. તેમના આત્મા–કીર્તિ–ઉપદેશ હજુ આપણી સાથે કાયમ જીવંત છે.

આખરે તેમનો સ્વર મંદ–ઝાંખો થયો ત્યારે તે ગણગણવા લાગ્યા કે–"આખરે, આખરે–સ્વસ્થાને–શાંતિગૃહે–મારૂં પર્યટણ હવે પુરૂં થયું–" ત્યાર પછી કાંઇ શ્રુતિજન્ય થયું નહોતું. જતાં જતાં તેમણે હાથ પહોળા કરી તેમનાં પત્નીને બોલાવી છેવટના શબ્દો કહ્યા કે–"મારી પ્રિયે, મારે તને એક જ વાત કહેવાની બાકી છે અને તે એ કે તારા ઉપર મારો અગાધ પ્રેમ છે. હું ત્યાં તારી રાહ જોયાં કરીશ; લે આવજે ત્યારે–સલામ–તારૂં કલ્યાણ હો!"

## અગ્નિદાહ.

વાચકગણ કદાચ ચમકશે કે વળી યૂરોપીઅન–ક્રિશ્ચીઅનને તે અગ્નિ સંસ્કાર હોય! હા, એ વાત ખરી છે. આપણે તેમના જીવન ઉપરથી જોયું કે તે સર્વ સ્થળેથી સત્ય શોધતા

અને સત્ય હોય તે વસ્તુ–બાબતને જ ગ્રહણ–માન્ય કરતા. તે આર્ય ઋષિ મુનિના જેવું જ જીવન ગાળતા હતા. મૃતપિંડની વ્યવસ્થાના સંબંધમાં તેમને આર્ય રીતિ મુજબ અગ્નિદાહ દેવો એ સત્ય લાગ્યું હતું તેથી એવી ઇચ્છા બતાવી હતી. તેમની "બંધુત્વ"ની સંસ્થામાં પણ આ અગ્નિદાહનો સિદ્ધાન્ત સ્વીકારાયો છે.

તેમના ભાઇ ટી. ડબલ્યુ. ઍલનના લખવા મુજબ તેમના શબને લેઇસેસ્ટરની સ્મશાન ભૂમિમાં તારીખ ૩૦મી જાનેવારી સને ૧૯૧૨ મંગળવારના રોજ સવારના અગીઆર વાગતાં અગ્નિદાહ દેવામાં આવ્યો હતો. કોઇને વળી શંકા થશે કે ૨૪મીએ મરી ગયા છતાં ૩૦મીએ દાહ કેમ? તેમનું મૃત્યુ ઇલ્ફ્રે કોમ્બમાં થયું હતું અને ત્યાંથી તેમના મૃતપિંડને તેમની જન્મભૂમિના ગામ લેઇસેસ્ટર લઇ જવામાં આવ્યો હતો. તેમાં વિલંબ થયો હશે. સામાન્ય રીતે તે લોકોમાં એવો રિવાજ છે કે બહાર ગામથી સગાંસાંઇ આવી જાય અને સૌ છેવટને માટે મરનારનું મુખ જોઇ લે ત્યારપછી અમુક વખત નક્કી કરી ભૂમિસંસ્કાર કરવામાં આવે છે. આ કારણથી મરણ અને અવલમંજલ પહોંચાડવા વચ્ચે વિલંબ થાય છે. હિંદુઓમાં મુડદાને વધુ વાર ન રોકી રાખવાનો જે

રિવાજ છે તે તેમનામાં નથી. હિંદુ રિવાજ વૈદકશાસ્ત્ર અને તત્વશાસ્ત્રને અનુસરી રચાએલો છે. મરી ગયા પછી દેહ સડવા લાગે છે અને તે સડાનાં તત્વો હવામાં ભળે તે વૈદક શાસ્ત્ર મુજબ ઘણું જ હાનિકર્ત્તા છે. તત્વશાસ્ત્રની દૃષ્ટિમાં જનારૂં ગયું તોય શું અને રહ્યું તોય શું, તે બાબતનો હર્ષ શોક કરવો વ્યર્થ છે, મૃત પિંડનું મુખ જોવાથી તે કાંઇ આવી જતું નથી પરંતુ ઉલટો શોક ઉત્પન્ન કરી ધૈર્યનો ભ્રંશ કરે છે. આ કારણથી મૃતદેહ કોઇને જોવા માટે રોકવાની જરૂર ધારી નથી. હિંદુઓનો મુડદાંને વધુ વખત ન રોકી રાખવાનો તેમજ અગ્નિદાહ દેવાનો આ રિવાજ શ્રેષ્ઠ છે એમ સહુ કોઇ સ્વીકારે છે, પરંતુ હજુ અનુસરવામાં પછાત રહે છે. જેમ્સ ઍલન જેવા વિરલપુરુષો જ પોતે સત્ય માને તે પ્રમાણે ( તે પારકું હોય તોપણ ) વર્ત્તે છે.

અગ્નિસંસ્કાર સમયે એક બે ખાસ સ્નેહી મિત્રો અને સગાં સિવાય ( આ આખરના વિધિ વખતે ) વધુ કોઇ હાજર નહોતા. તે વખતે મૃતદેહને સફેદ ચાદર ઓઢાડવામાં આવી હતી. આ શ્વેત ચાદર તેમના શ્વેત નિષ્કલંક જીવન અને વર્ત્તનનું ઉચિત અને સુંદર લક્ષણ હતું. જેમ્સ ઍલનની ઇચ્છા મુજબ મૃત્યુ સંસ્કાર ઘણી જ સાદાઇ અને શાંતિથી

કરવામાં આવ્યાં હતાં અને તેમાં લેશ પણ દેખાવ, શોભા કે ભપકાને સ્થાન આપવામાં આવ્યું નહોતું; કારણ કે તેમને આ વિશ્વમાં સાદાઇ અને નિખાલસપણું સર્વે કરતાં વધુ પ્રિય હતું.

આપણી—હિંદુઓની માફક ભસ્મની ટાઢી ઠારવાની ક્રિયા પણ—જો કે તેમના પોતિકા નમુના—રીતિમાં કરવામાં આવી હતી. દેહ બળીને ભસ્મ થઇ ગયા બાદ એ ભસ્મને ઠારી તે વખતે જ સમીરમાં ઉડાડી દેવામાં આવી હતી. તે કાર્ય મિસ્તર ટી. ડબ્લ્યુ. ઍલને પોતાના હાથે નીચેની પ્રાર્થના સાથે બજાવ્યું હતું:—

" જેમ્સ ઍલનની આ ભસ્મ જેમ ચારે દિશામાં સ્વર્ગીય સમીરમાં ઉરાડવામાં આવે છે તેમ તેમણે શોધી શીખવેલું સત્ય પૃથ્વીમાં સર્વત્ર ઉડીને પ્રસરો અને અખિલ વિશ્વને સુખ, શાંતિ અને આશ્વાસન આપ્યાં કરો ! "

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



# અંતિમ ઉદ્‌ગાર.*

## ( જેમ્સ ઍલનના મેજ ઉપરથી અપૂર્ણ જડેલું )

### —હરિગીત—

" હું આવું છું, હું આવું છું, ઓ સત્ય દેવા ! તુજ કને,
શીતળ, મનોહર મૃદુલ આ સહવારના મંગળ સમે.
ઓ દેવી શાંતિ ! વિનવું તુજને મને તું આપજે,
તુજ શાંત સ્હાયક શક્તિ–બળ–ઓ દેવી મુજને આપજે.

જેથી જગત સાથે સદા શાંતિ અનુભવતું હૃદય,
આખર અહો તારા વિષે કરી વાસ રહેનારૂં મન;–
ભેદાય નહીં તે પાપથી, તેમજ પડે ગબડી નહીં
અતિ દુષ્ટ પાશવતા રૂપી તોફાની અર્ણવની મહીં.

પાર્થીવ ચિજો સર્વ છે લલચાવનારી હા ખરે,
પ્રજ્ઞા મહીં મજબુત, સંગીન સ્નેહમાં, મૃદુ, શાંત ને
નિર્મળ–પવિત્ર, અજીત તેમ દયાર્દ્ર–આ બધી ચિજને,
હું શોધું વિષ્ણુપદ વિષે–તે શોધું તુજ પદામ્બુજે.

---

* અસલમાં કોઇ નામ આપેલું નથી. માત્ર નરી કડીઓજ છે.

તો દોર્ય મુજને, સત્ય તું, જ્યાં જ્ઞાન તુજ મુજને મળે
ને થાય દર્શન દિવ્ય ચિન્હોનું બધી પાર્થીવ વિષે;
ત્યારે જ સર્વે માનવીને શાંતિ હું આપી શકું,
ત્યારે જ તારાં ચિરસ્થાયી સુખ પ્રતિ લઇ જઇ શકું,
ત્યારે જ... ... ... ... ... ... ... ... ... ..."



# જેમ્સ ઍલનના સ્મરણનો લેખ.

( તેમણે રચેલા ગ્રંથોનાં નામ બંધબેસતી રીતે ગોઠવી મિસ્તર જે. કોહૂને તૈયાર કરેલો. )

## સ્મરણ લેખ.

તે (જેમ્સ ઍલન) અત્યારે હવે " જીવનની જંજાળની પેલી પાર " છે, " કલ્યાણપ્રદ કેડીઓ " ઉપર ચાલી તેમણે " ભાવિ ઉપર સ્વામીત્વ " પ્રાપ્ત કર્યું છે. " જીવમાંથી શિવ " ( દુર્બળ મટી સબળ ) તે વસ્તુતઃ બન્યા અને હવે તેમને પ્રાપ્ત થયેલાં " વિજયી જીવન " માં શું " આ બધી વસ્તુઓનો ઉમેરો " નથી થયો ? " માણસ જેવા વિચાર કરે છે " તેવા " શાંતિના છંદો " ખરેખર " હૃદયમાંથી બહાર " આવે છે. તે " પશુમાંથી દેવ " ની સ્થિતિયે " સદાચારના દરવાજામાં થઇને " પહોંચી ગયા છે. " વિચાર તેવું વર્તન " રાખીને " માણસ–મન, તન અને સંજોગના રાજા " તરીકે " અભ્યુદયના આઠ સ્થંભ " ઉપર વિરામે છે.

---

# સ્વર્ગની સામગ્રી

અથવા

# વિચાર તેવું વર્તન.

---

## વિચાર તેવું વર્તન.

---

માણુસ તેના અંતઃકરણુમાં જેવા વિચાર કરે છે તેવો તે હોય છે—આ સત્ય કથન મનુષ્યના આખાય અસ્તિત્વ પર્યંત લાગુ પડે છે, એટલું જ નહીં પરંતુ તે દરમિયાન તેના જીવનની દરેક સ્થિતિ અને સંજોગને પણુ લાગુ પડે છે. માણુસ પોતે જેવા વિચાર કરે છે તેવો જ તે જરીએ જરી–સર્વથા હોય છે; તેનું વર્તન તેના વિચારોનું પરિણુામ હોય છે.

રોપો જેમ બીમાંથી ફુટી નીકળે છે—બી વગર તો તે કદિ પણ ફુટી નીકળી શકે નહીં—તેમ મનુષ્યનું દરેક કૃત્ય તેના વિચાર રૂપ ગુપ્ત બીજમાંથી સ્ફુરી નીકળે છે અર્થાત્ ઉત્પન્ન થાય છેઃ વિચાર વગર તો કોઇ પણ કાર્ય કદિયે બની શકતું જ નથી. આ નિયમ જેમ વિચાર પૂર્વક કરવામાં આવતાં કૃત્યોને લાગુ છે તેમ અણધાર્યા—આકસ્મિક અર્થાત્ જેનો અગાઉ વિચાર કે મનસુબો ન કર્યો હોય છતાંય કરાઇ જતાં કૃત્યોને પણ લાગુ પડે છે.

કૃત્ય એ વિચારનો મોહોર—ફૂલ છે; સુખ અને દુઃખ તેનાં ફળ છે. આવી રીતે માણસ તેની પોતાની ખેતીનો મિષ્ઠ કે કટુ પરિપાક—ફળ પ્રાપ્ત કરે છે.

"મનમાં ઉઠતા વિચારોએ આપણું જીવન ઘડેલું હોય છે. આપણું જેવું જીવન હોય તે આપણા વિચારોએ જ તેવું બનાવેલું હોય છે—આપણા વિચારો વડે જ તેવું બનેલું હોય છે. મનુષ્યનાં મનમાં દુષ્ટ વિચારોનો વાસ હોય

તો જેમ ગાડીએ જોડેલા બળદની પાછળ પાછળ ગાડીનું ચક્કર જાય છે તેમ તેની પાછળ કષ્ટ–દુઃખ જાય છે. જો સારા–પવિત્ર વિચારોનો નિવાસ હોય તો જેમ પોતાનો પડછાયો પોતાની પાછળ જાય છે તેમ સુખ–આનંદ તેની પાછળ જાય છે. આ વાત તદ્દન ખરી છે.”

મનુષ્ય એ એક કુદરતના નિયમને આધીન રહેલી વૃદ્ધિ છે, તે કાંઇ માનુષી કારીગરીની વસ્તુ નથી. કાર્ય અને કારણનો કાયદો જેમ દૃશ્યમાન અને પાર્થિવ–શારીરિક વસ્તુઓમાં સ્વતંત્ર અને અનિવાર્ય–ન ફેરવી શકાય તેવો છે તેમ માનસિક અદૃશ્ય બાબતોમાં પણ છે. ઉમદા–ઉન્નત અને દિવ્ય વર્તન–જીવન એ કાંઇ કોઇની કૃપા કે ભાગ્યની વસ્તુ નથી, પરંતુ તે તો સારા–પવિત્ર–ઉચ્ચ–દિવ્ય વિચારોના સતત સેવનનું કુદરતી પરિણામ છે. એવી જ રીતે અધમ અને પાશવ જીવન એ નઠારા–મલિન વિચારોના સતત સેવનનું પરિણામ છે.

પોતાનો કર્ત્તા અથવા અકર્ત્તા માણસ પોતે જ છે એટલે કે પોતાના જીવનને સારૂં કે નરસું બનાવનાર માણસ પોતે જ છે. શ્રી કૃષ્ણ ગીતામાં કહે કે–आत्मैवह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः* અર્થાત્ પોતાનો બંધુ એટલે શ્રેયકર્ત્તા પોતે જ છે અને રિપુ એટલે અભદ્ર–નુકસાન કરનાર પણ પોતે જ છે. માનસિકસૃષ્ટિ—વિચારસૃષ્ટિ રૂપી અસ્ત્ર શસ્ત્ર બનાવવાના કારખાનામાં માણસ તેનો પોતાનો વિનાશ થાય એવાં હથીઆર બનાવે છે, તેમજ પોતાના માટે પરમાનંદ–સુખ, શક્તિ અને શાંતિના સ્વર્ગીય પ્રાસાદો તૈયાર કરનારાં ઓજારો પણ બનાવે છે. મતલબ કે માણસ પોતાના મન–વિચારો વડે કરીને જ પોતાનો વિનાશ અથવા અભ્યુદય કરે છે. પોતાના વિનાશ તેમજ ઉત્કર્ષનો કર્ત્તા માણસ પોતે જ છે અને વિચાર તેમ કરવાનું ઓજાર–હથીઆર છે. ગીતામાં કહ્યું છે કે—उद्धरेदात्म नात्मानं* અર્થાત્

* ગીતા ૬–૫.

પોતાનો ઉદ્ધાર–શ્રેય–કલ્યાણ પોતાનાથી જ થાય છે. સારા સારા વિચારો લાવી તેને વર્તનમાં મૂકવાથી મનુષ્ય દિવ્યતાની પરાકાષ્ઠાએ પહોંચે છે અર્થાત્ પોતાનો ઉદ્ધાર કરે છે; નઠારા નઠારા વિચારોને ઉછેરી તે પ્રમાણે વર્તવાથી માણસ પશુથી પણ અધમતર સ્થિતિને પ્રાપ્ત કરે છે અર્થાત્ નરક મેળવે છે. ઉદ્ધાર અથવા પશુથી પણ અધમતર સ્થિતિ તેમને લગતા પ્રકારના વર્તન વડે પ્રાપ્ત થાય છે. વર્તન કેવું રાખવું એ માણસના પોતાના જ હાથમાં હોઇ ઉદ્ધાર કે નરક માણસ પોતાની મેળે જ મેળવે છે; નહીં કે ઇતર કોઈ તેને તે પ્રાપ્ત કરાવે છે.

સૃષ્ટિ રચાઇ ત્યારથી અત્યાર લગીમાં આત્માને લગતાં ઘણાં સુંદર સત્યો પ્રકાશમાં આવવા પામ્યાં છે, પરંતુ તે સર્વેમાં માણસ પોતાના મનનો મુખત્યાર છે અર્થાત્ વિચારનો સ્વામી છે; વર્તન–જીવનનો ઘડનાર છે; સ્થિતિ, સંજોગ, આવરણ, પરિસ્થિતિ અને ભાવિનો બનાવનાર છે–આ સત્યના

જેવું બીજું કોઈ પણ સત્ય વધુ સુંદર, મુદપ્રદ અને દિવ્યતાની પ્રાપ્તિની પ્રતીતિ આપનાર નથી.

મનુષ્યમાં શક્તિ–બળ, બુદ્ધિ અને સ્નેહ હોવાથી તથા તે પોતાના વિચારોનું માલેક હોવાથી તેના હાથમાં દરેક સ્થિતિની ચાવી રહેલી છે, તેમ જ પોતાને પોતાની મરજી મુજબ બનાવવાની રૂપાંતરકારક અને ફરી ઘડવાની શક્તિ પણ તેનામાં રહેલી છે.

માણસની સ્થિતિ ગમે તેવી દુર્બળ અને અધમ હોય તે છતાં પણ તે હમ્મેશાં માલેક જ–આપમુખત્યાર જ છે. દુર્બળતા અને અધમતા હોવી એ પોતાના જીવનની–વર્તનની–વિચારની મૂર્ખાઈભરી રીતે ગેરવ્યવસ્થા રાખવાનું પરિણામ હોય છે. પોતાની એવી સ્થિતિનો જ્યારે માણસ વિચાર કરવા માંડી જે કાયદા વડે પોતાનું અસ્તિત્વ રચાએલું છે તે કાયદાની ઉદ્યોગપૂર્વક શોધ કરવામાં પ્રયત્નશીલ રહે છે ત્યારે જ તે પોતાની ક્રિયાશક્તિને બુદ્ધિપૂર્વક કામે લગાડીને તથા ફળદાયક પરિણામ આવે એવી રીતે

પોતાના વિચારોને બનાવીને પોતાના જીવનની ડહાપણ સાથે વ્યવસ્થા રાખનારો બને છે. જે પોતાના શ્રેય માટે સાવધાન હોય છે તે આવી રીતે પોતાના જીવનની સુવ્યવસ્થા રાખે છે. જીવનની સુવ્યવસ્થા વિચારના કુદરતી કાયદા પોતાની અંદર જ કેવી રીતે કામ કરે છે તે શોધી કાઢવાથી રાખી શકાય છે. આવી શોધ સતત પ્રયત્ન, આત્મપૃથક્કરણ અથવા આંતર સંશોધન અને અનુભવ વડે જ કરી શકાય છે.

માત્ર અતિ સંશોધન કરવાથી જ અને ખાણો ખોદવાથી જ સુવર્ણ અને રત્નો મેળવી શકાય છે. તેવી રીતે પોતાના આત્મા રૂપી ખાણમાં ઉંડું ઉંડું ખોદવાથી જ માણુસ પોતાના અસ્તિત્વને લગતું દરેક સત્ય શોધી શકે છે. માણુસ જો, પોતાના વિચારોની જે અસર પોતાના ઉપર, બીજાઓ ઉપર તેમજ પોતાના જીવન અને પરિસ્થિતિ ઉપર થતી હોય તે શોધી કાઢી, કાર્ય અને કારણુને ધૈર્યયુક્ત અભ્યાસ અને શોધ વડે સંયુક્ત કરીને તથા પોતાના સંબંધી

જ્ઞાન કે જે સમજ—બુદ્ધિ, પ્રજ્ઞા—ડહાપણ, શક્તિ—બળ છે તે મેળવવાના સાધન તરીકે હમ્મેશ બનતા છેક નજીવા બનાવોમાં પણ પોતાના બધા અનુભવનો ઉપયોગ કરીને તેમના ઉપર દેખરેખ તથા અંકુશ રાખે તેમજ તેમને બદલાવ્યાં કરે તો પોતાનાં આચરણ—વર્તન, જીવન અને ભાવિનો બનાવનાર પોતે જ છે એમ અચૂક સાબીત કર્યા—જાણ્યા વગર રહી શકે નહીં. “ જે શોધે છે તેને જ મળે છે; તથા જે માણુસ બારણું ખખડાવે છે તેના માટે જ બારણું ઉઘડે છે”—આવો કુદરતનો કાયદો આ ઉપરની બાબતમાં જેટલો સ્વતંત્ર અને અનિર્વાય છે તેટલો બીજી બાબતોમાં નથી, કારણ કે માત્ર અભ્યાસ, ધીરજ અને અસ્ખલિત આસક્તિ વડે જ માણુસ જ્ઞાનના મંદિરના દ્વારમાં પ્રવેશ કરી શકે છે.

## સંજોગો ઉપર વિચારની અસર.



મન એક વાડી સમાન છે. તે વાડીમાં બુદ્ધિપૂર્વક ખેતી કરી શકાય છે તેમજ તેને પડતર પણ પડી રહેવા દઈ શકાય છે. ચાહે તો ખેતી કરવામાં આવે કે પડતર પડી રહેવા દેવામાં આવે; પરંતુ તેમાં સિદ્ધતઃ અવશ્ય પાક થયા વગર રહેતો નથી. જો ખેતી કરી તેમાં ઉપયોગી વાવેતર નથી કરવામાં આવતું તો કુદરત તરફથી તેમાં પુષ્કળ નિરૂપયોગી બી વાવવામાં આવે છે અને પરિણામે તેમાં નિરૂપયોગી પાક થયાં કરે છે.

માળી જેમ તેની વાડીમાંથી નકામા રોપા કાઢી નાખી તેમાં ખેતી કરે છે અને પોતાને જોઇતાં ફૂલ ફળ ઉગાડે છે તેમ માણસ પણ તેના મનરૂપી વાડીમાંથી ખોટા–અવળા, નકામા અને મલિન

વિચારોને કાઢી નાખી ખરા-સવળા, ઉપયોગી અને પવિત્ર વિચારો રૂપી ફૂલ ફળ ઉગાડી ખેતી કરે છે. આ રીતિનું અનુસરણ કરવાથી માણસને વ્હેલી મોડી ખબર-સમજ પડયા વગર નથી રહેતી કે તે પોતાની આત્મવાડીનો માલેકી ધરાવનાર માળી છે અને જીવનનો અધિપતિ છે. વિચારો કરવાના નિયમોને પણ તે પોતાના અંતરમાં વ્યક્ત કરે છે અને પોતાનાં વર્તન, પરિસ્થિતિ-સંજોગો અને ભાવિને ઘડવામાં વિચારબળ અને માનસિક તત્વો કેવી રીતે કાર્ય કરે છે તે બરાબર સમજે છે.

વિચાર અને વર્તન બેઉ એક જ છે અને વર્તન માત્ર આવેષ્ડન અને પરિસ્થિતિ-સંજોગોમાંથી જ પ્રત્યક્ષ થતું હોવાથી માણસના જીવનની બાહ્ય સ્થિતિઓ તેના અંતરની સ્થિતિ સાથે એકરૂપ હોય છે એમ સદાય માલૂમ પડે છે. આનો અર્થ એવો નથી કે માણસની પરિસ્થિતિ કોઇ અમુક વખતે જ તેનાં બધાંય વર્તનને બતાવી આપે છે; પરંતુ તે પરિ-

સ્થિતિ તેના અંતરમાં રહેલી કોઇ આવશ્યક વિચાર-તત્વ સાથે એવો ગાઢ સંબંધ ધરાવતી હોય છે કે તેટલા સમય પર્યંત તે તેના વિકાસને માટે અનિવાર્ય હોય છે. મતલબ કે કોઈ પરિસ્થિતિ–સંજોગ એવો હોય છે કે તેના જેવું વર્તન જોવામાં આવતું હોતું નથી; પરંતુ એ સંજોગને કોઇ વિચારતત્વ સાથે એવો આંતર–ગુપ્ત સંબંધ રહેલો હોય છે કે તે માણસના વિકાસને માટે જરૂરનો–અનિવાર્ય હોય છે.

માણુસ જીવનના કાયદાવડે જેટલે દૂર પહોંચે છે તેટલે જ રહે છે–નથી આગળ વધી શકતો કે નથી પાછો પડી શકતો; તેનાં વર્તન તરીકે વ્યક્ત થયેલા વિચારો વડે જ તે ત્યાં પહોંચ્યો હોય છે. તેના જીવનની વ્યવસ્થામાં ભાગ્ય જેવું કોઇ તત્વ છે જ નહીં, પરંતુ બધુંય ભૂલ ન ખાઇ શકે તેવા કાયદાનું પરિણામ હોય છે. આ વાત પોતાની પરિસ્થિતિથી દુઃખ પામવાનું માનનારાઓને વિશે પોતાના સંજોગથી સર્વદા સંતોષ માનનારાઓની માફક કેવળ ખરી છે.

માણુસ એક ક્રમશઃ વૃદ્ધિ, ઉત્ક્રાંતિ–વિકાસ પામતી વિભૂતિ છે. પોતે આગળ વધતાં શીખે તેટલા સારૂ માણુસ જેટલે પહોંચે છે તેટલે જ રહે છે. દરેક સંજોગ–પરિસ્થિતિમાં માણુસને માટે આધ્યાત્મિક પાઠ રહેલો હોય છે, તે પાઠ શીખ્યા બાદ તે સંજોગ દૂર થાય છે અને તેની જગ્યાએ બીજો નવો સંજોગ ઉપસ્થિત થાય છે. આવી પરંપરા વડે માણુસના જ્ઞાનમાં વૃદ્ધિ થતી જાય છે.

પોતાને બાહ્ય સ્થિતિઓને વશ માને છે ત્યાં સુધી જ માણુસ સંજોગોથી દુઃખ પામે છે પરંતુ પોતે જ દરેક બાબતની ઉત્પાદક શક્તિ છે અને જેમાંથી સંજોગો ઉત્પન્ન થાય છે તે તેના અસ્તિત્વની અદૃશ્ય ભૂમિ અને બીજ ઉપર પોતાનો અમલ ચાલે છે એમ સિદ્ધ કરે છે ત્યારે જ તે પોતાના જીવનની સુવ્યવસ્થા રાખવા માંડે છે ત્યારે જ તે પોતાના ઉપર બરાબર કાબુ મેળવવા લાગે છે. પોતાના ઉપર કાબુ મેળવ્યા વગર તો જીવનને ઉચ્ચ બનાવી શકાતું

નથી. ગીતામાં શ્રીકૃષ્ણે પણ આવો જ અભિપ્રાય આપેલો છે. ( જુઓ અધ્યાય ૬–૩૬. )

. આત્મનિગ્રહ અને આત્મ શુચિતાનો ભલેને થોડા વખત સુધી અભ્યાસ રાખ્યો હોય તોપણ તેટલા ઉપરથીયે માણસ જાણી શકે છે કે વિચારમાંથી જ સંજોગ ઉદ્‌ભૂત થાય છે, કારણ કે એવા અભ્યાસ દરમિયાન તે જોઈ શકે છે કે જેટલા પ્રમાણમાં તેની માનસિક સ્થિતિ બદલાઈ હોય છે તેટલા પ્રમાણમાં જ તેના સંજોગોમાં ફેરફાર થયો હોય છે. આ વાત એવી તો સાચી છે કે પોતાના વર્તનમાં રહેલી ખામીઓ સુધારવા માટે માણસ ઉત્સાહપુરઃસર ઉદ્યુકત બની તેમાં ત્વરિત અને લક્ષાકર્ષક પ્રગતિ કરે છે ત્યારે તે જાતજાતની સ્થિતિઓ અને સંજોગોના નિયમિત ફેરફારની પરંપરામાંથી ત્વરિત ગતિમાં પસાર થતો ચાલ્યો જાય છે એટલે કે તે તમામ જાતના સંજોગોમાંથી પસાર થતો જાય છે.

પોતાના અંતરમાં જેને ગુપ્ત રીતે સ્થાન આપવામાં આવ્યું હોય તેને જ આત્મા પોતાના તરફ ખેંચે છે; તેમજ તે જેને ચાહતો હોય અને તેને જેની ભીતિ–ચિંતા હોય તે વસ્તુઓને જ પોતાના પ્રત્યે આકર્ષે છે અર્થાત્ તે વસ્તુઓ જ તેને આવી મળે છે. આત્મા તેની ઉચ્ચ અભિલાષાઓ પૂર્ણ કરી શકે છે તેમજ તેની અધમ વાસનાઓને પણ તૃપ્ત કરી શકે છે. આત્મા પોતાની મહેનત–ઇચ્છાનું ફળ સંજોગો રૂપી સાધન વડે જ મેળવે છે.

દરેક વિચારરૂપી બીજને મનમાં વાવવામાં આવ્યું હોય અથવા એની મેળે પડવા દીધું હોય અને તેમાં મૂળ ઘાલવા દીધાં હોય તો તે જેવું હોય તેવો જ રોપ ઉત્પન્ન કરે છે અને તે રોપને પછી કૃત્ય રૂપી મોહોર આવે છે અને ત્યાર બાદ લાગ અને સંજોગ રૂપી ફાલ આવે છે. તાત્પર્ય કે મનમાં ચાહ્ય તો વિચાર આણ્યો હોય કે પછી તેની મેળે વિચાર આવ્યો હોય તો તે વિચાર જેવા પ્રકારનો હોય તેવા પ્રકારનું કૃત્ય કરાય છે અને ત્યાર પછી

તેવા જ પ્રકારના સંજોગો પ્રાપ્ત થાય છે. સારા વિચારથી સારાં કૃત્યો અને નઠારાથી નઠારાં કૃત્યો કરવામાં આવે છે. જેવું બી તેવું ફળ એ તો સિદ્ધ છે.

બહારના સંજોગો અંદરના સંજોગોના જેવા જ બને છે. આનંદપ્રદ અને ઉદ્વેગદાયક બેય પ્રકારની સ્થિતિઓ વડે જ માણસનું અંતિમ શ્રેય બને છે. પોતાનું શ્રેય સાધવા માટે બેય જાતની સ્થિતિઓની જરૂર હોય છે, કારણ કે શ્રેય સધાવનાર જ્ઞાન છે અને જ્ઞાન સારાં અને નરસાં બેયનો અનુભવ કર્યા વગર ખરી રીતે આવતું નથી. ખરૂં જ્ઞાન થતાં માણસ શ્રેયસ્કર હોય તે અનુસરે છે અને બાકીનાંનો પરિત્યાગ કરે છે. બેય પ્રકારના સંજોગોનો અનુભવ થાય તો જ આમ બની શકે, તેથી શ્રેયને માટે બેયની જરૂર રહેલી છે. માણસ પોતાની કૃષિનો ભોક્તા હોવાથી સુખ અને દુઃખ બન્ને ઉપરથી જ્ઞાન મેળવી અંતે સુખદાયક કૃષિ કરે છે.

અંદરની વાસનાઓ, અભિલાષાઓ, વિચારોને પોતાના ઉપર અમલ ચલાવવા દઇ તે પ્રમાણે કરવાથી ( મલિન કલ્પનાઓ રૂપી રાત્રે દેખાતા ભૂતના ભડકા પાછળ જવાથી અથવા સંગીન અને ઉચ્ચ પુરુષાર્થના રાજમાર્ગ ઉપર દૃઢતા સાથે વિ-ચરવાથી ) માણુસ આખરે તેના જીવનની બાહ્ય સ્થિતિઓમાં તેમનું ફળ મેળવે છે. વૃદ્ધિ અને વ્યવસ્થાનો કાયદો સર્વ બાબતોમાં લાગુ હોય છે. માણુસ જેવી વાસનાઓ, અભિલાષાઓ, વિચારો પોતાના અંતરમાં પોષે છે અને તે મુજબ વર્તે છે તો તેને તેવું જ ફળ મળ્યા વગર રહેતું નથી.

માણુસ દુષ્ટ વ્યસનને વશ થાય છે અથવા કારાગૃહનો નિવાસ પામે છે તે કાંઈ નશીબ કે સંજોગના જુલ્મ વડે બનતું નથી, પરંતુ તે અધમ વાસનાઓ અને દુષ્ટ વિચારોનું સેવન તથા અનુ-સરણુ કરવાથી જ બને છે. શુદ્ધ મનવાળો માણુસ કોઇ માત્ર બહારના બળના દબાણુથી-ખેંચાણુથી કાંઈ પાપ-ગુન્હો કરવા પ્રત્યે એકદમ વળતો નથી.

એટલે કે શુદ્ધ મનવાળો માણસ કાંઈ બહારના દબાણથી એકદમ પાપ કરી વાળતો નથી; પરંતુ પાપી વિચાર તેના અંતરમાં ઘણા વખત સુધી ગુપ્ત રીતે પોષાયો હોય છે અને પોષણથી બળિષ્ટ બની લાગ આવતાં આખરે તે પાપી કૃત્ય–ગુન્હા રૂપે બહાર વ્યક્ત થયો હોય છે. માણસ ગમે તેવો બહારથી દેખાતો હોય પરંતુ તેના અંતરમાં તે જેવા વિચારો-ને પોષે છે તેવાં જ કૃત્યો કરે છે. અંતરમાં પ્રથમ વિચાર ઉગ્યા વગર અને દીર્ઘ વખત સુધી ઉછેરાયા વગર તો કોઈ કૃત્ય બનતું જ નથી. માણસ ભલે બીજી રીતે પાપી હોય પરંતુ તેના અંતરમાં તેણે સારા વિચારને ઉછેર્યો હોય ત્યારે જ તેના હાથે સુકૃત્ય થાય છે; તેવીજ રીતે માણસ ગમે તેવો પુણ્યવાન હોય પરંતુ દુષ્ટ વિચારને તેણે તેના અંતરમાં પોષ્યો હોય તો જ તેના હાથે પાપ થાય છે. વિચાર એ કૃત્યનું બીજ–મૂળ છે અને તેથી બીજ–મૂળ વગર શાખા સંભવતી નથી. **मूलो नास्ति कुतो शाखा : ?** એ મુજબ દુષ્ટ વિચાર હોય તો જ પાપ

કરાય છે અને સારો વિચાર હોય તોજ પુણ્ય કરાય છે. માણુસ–માણુસનાં વર્તન–જીવનને બનાવનાર કાંઈ સંજોગ નથી; સંજોગ તો એક અરીસો છે અને માણુસને તે જેવો હોય તેવો પોતાનામાં બતાવી આપે છે. સંજોગ માણુસના વિચારોનું દર્શન કરાવનારો છે નહીં કે વર્તનનો કર્ત્તા. ઉલટું વર્તન સંજોગનું કર્ત્તા છે. દુષ્ટ વૃત્તિ વગર તો પાપ અને તેનું અનુયાયી દુઃખ હોઇ શકે જ નહીં તેમજ શુભ અભિલાષાઓના સતત ખેડાણ વગર પુણ્ય–સુકૃત્ય અને તેનું અનુયાયી સુખ સંભવતું નથી. માણુસ પોતાના વિચારનો માલેક અને નિયંતા–વ્યવસ્થાપક હોઈ પોતેજ પોતાનો–પોતાના જીવનનો બનાવનાર છે અને પરિસ્થિતિઓનો ઘડનાર છે.

જન્મ વખતે પણ આત્મા તેની પોતાની સ્થિતિઓ સાથે લઇને અવતરે છે અને તેની આ ભવની–પાર્થીવ તીર્થયાત્રા દરમિયાન ડગલે ડગલે તેને પ્રકાશમાં મૂકનારી સ્થિતિઓના સમુહોને તેના પ્રત્યે

ખેંચે છે. તેની સ્થિતિયો આકર્ષવાની પસંદગી ઉપરથી તેની પોતાની શુચિતા અને મલિનતા, શક્તિબળ અને દુર્બળતા દેખાઈ રહે છે. આત્મા જેવો હોય છે તેવી સ્થિતિયોને તે તેના પ્રત્યે આકર્ષે છે—પસંદ કરે છે.

માણસો પોતે જેને માગતાં હોય તેને આકર્ષતાં નથી, પરંતુ પોતે જેવાં હોય તેવાંને આકર્ષે છે. માણસના તુરંગો, કલ્પનાઓ અને મહત્વાકાંક્ષાઓ પગલે પગલે નિષ્ફળ જતી હોય છે; પરંતુ તેના અંતરના ગુપ્ત વિચારો અને વાસનાઓ તો મલિન હોય કે શુદ્ધ તોપણ તેમનો ખોરાક—પોષણ પામ્યાં કરે છે. આપણા ભાવિને ઘડનારી દિવ્યતા આપણા પોતાનામાંજ રહેલી છે; તે આપણે પોતેજ છીએ. પોતાને બંધનમાં નાખનાર માણસ પોતેજ છે. વિચાર અને વર્તન જ ભાવિ છે. તે બંધીખાને નાખનાર તેમજ તેમાંથી છોડાવનાર છે. તે દુષ્ટ હોય તો બંધનમાં નાખે છે અને ઉચ્ચ—ઉમદાં હોય તો બંધન-

માંથી મુક્ત કરે છે. **मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः** અર્થાત્ "છે મનજ કારણ મનુષ્ય કેરા મોક્ષ ને બંધન તણું." માણસ જેની ઇચ્છા અને પ્રાર્થના કરે છે તે તેને પ્રાપ્ત થતું નથી પરંતુ જેના માટે યોગ્ય રીતે મહેનત કરે છે તેજ પ્રાપ્ત કરે છે. ઇચ્છાઓ અને પ્રાર્થનાઓ સફળ ક્યારે થાય છે કે જેની ઇચ્છા-પ્રાર્થના કરે તે મેળવવા માટે પુરૂષાર્થ પણ સાથોસાથ કરે. આ સંબંધમાં એક ગાડીવાનનું દૃષ્ટાંત બરાબર અસરકારક છે. ગાડી કીચડમાં ખુંચી જતાં ગાડીવાન રડીને પ્રભુપ્રાર્થના કરવા લાગ્યો. તો તેથી ગાડી કીચડ બહાર નીકળી નહિ, પરંતુ જ્યારે તેના ચાકને પોતાના હાથે ખસેડયું ત્યારે તે કીચડ બહાર નીકળી. આવી રીતે કેવળ ઇચ્છા કે પ્રાર્થના કરીને જ બેસી રહેવામાં આવે તો ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થતી નથી; પરંતુ તેના માટે શ્રમ લઇ યત્ન કરવામાં આવે તો જ પ્રાપ્ત થાય છે.

સત્ય આવું છે તો પછી સંજોગની સાથે સંગ્રામ

કરવાનો શો અર્થ? એનો અર્થ એવો કે માણસ હમ્મેશાં બહારના કાર્ય–પરિણામ સામે બંડ ઉઠાવે છે જ્યારે અંતરમાં રહેલાં તે કાર્ય–પરિણામનાં કારણને તો સદાય ઉછેરતો અને રક્ષતો રહે છે. કાર્યને દૂર કરવા માટે તેને ખશેડવાની મહેનત કરી વ્યર્થ શ્રમ લેવાને બદલે તેના મૂળ કારણને દૂર કરવું જોઈએ. કારણ દૂર થાય તોજ કાર્ય દૂર થાય–મૂળ દૂર થાય તો જ ઝાડ દૂર થાય છે–બાકી ત્યાં સુધી તો નહીં જ. કારણ અંતરમાં પોષણ પામી આપણે જાણતા જોતા હોઇએ તેવા દુર્ગુણનું રૂપ લે છે અથવા ન જાણતા હોઇએ તેવી દુર્બળતાનું રૂપ લે છે. તે ગમે તેવું રૂપ લે તથાપિ આપણા યત્નોમાં તે વિઘ્ન નાખ્યા કરે છે અને એ વિઘ્નો વડે આપણને સવેળા ઉપાય કરવાની પ્રેરણા કરે છે.

માણસો પોતાના સંજોગોને સુધારવા માટે ચિંતાતુર રહે છે પરંતુ તેમને પોતાને (પોતાના વર્તનને) સુધારવાને મરજી કરતાં નથી અને તેથી તેઓ

બંધનવશ રહે છે. જે માણસ આત્મભોગ—આત્મબળી-દાન આપવામાં અચકાતો નથી તે જે બાબત ઉપર તેનું અંતઃકરણ ચોંટયું હોય તે પાર પાડવામાં કદિપણ પછાત પડતો નથી—નિષ્ફળ જતો નથી. આ નિયમ જેવો પાર્થીવ બાબતોમાં સત્ય છે તેવો જ દિવ્ય—સ્વર્ગીય—આત્મિક બાબતોમાં પણ છે. જે માણસ-નો ઉદ્દેસ કેવળ ધનોપાર્જન માટેજ હોય તોપણ તેને તે આશય સફળ કરવા માટે ઘણો ઘણો આત્મભોગ આપવો પડે છે તો પછી સંગીન અને સુવ્યવસ્થિત જીવન મેળવવાની આકાંક્ષા રાખનારે કેટલો આત્મ-ભોગ દેવો પડે ?

આપણે એક ઘણાજ કંગાલ માણસનું દૃષ્ટાંત લઇએ. તે તેની આજુબાજુની સ્થિતિ અને ગૃહ-સુખ સુધારવાને માટે અત્યંત આતુર રહે છે તથાપિ તે કામચોર બને છે એટલે કે કામથી કંટાળી કામ કરતો નથી અને પોતાને પુરતો પગાર નહીં મળતો હોવાથી વધુ કામ ન કરવામાં ( એવી રીતે કામ ન

કરી તેના શેઠને ઠગવામાં ) પોતે વ્યાજબી કરે છે એમ સમજે છે. તે તો એમ જ સમજે છે કે પોતાને જોઇએ તેટલો પગાર આપે તોજ વધુ કામ કરવું નહીંતર ઓછું કામ કરવું. આવી દાનતવાળો માણુસ ખરી આબાદીના પાયારૂપ સિદ્ધાન્તોનાં સાદામાં સાદાં મૂળતત્વો પણ સમજતો હોતો નથી અને તે તેની કંગાલ દશામાંથી મુક્ત થઇ ઉન્નત બનવાને બિલકુલ લાયક નથી હોતો; એટલુંજ નહીં પરંતુ ઉલટો તે તો તેવા આળસુ, ધૂર્ત અને નામર્દાઇભર્યા વિચારોને સેવી તે પ્રમાણે વર્તી વધુ ગાઢ કંગાલદશાને પોતાના પ્રત્યે આમંત્રણ કરે છે.

અકરાંતીઆપણા ( ખાવાના બહુ શોખ ) ને પરિણામે અતિ દુઃખ–કષ્ટદાયક અને હઠીલા–સ્થાયી રોગને ભોગ થયેલા એક શ્રીમંત માણુસનું દૃષ્ટાંત લઈએ. તે રોગને દૂર કરવા માટે તે ગમે તેટલાં નાણાં આપવાને રાજી હોય છે પરંતુ તે પોતાની ભુખડી અકરાંતીઆપણાવાળી વાસનાઓનો ત્યાગ

કરવાને તત્પર થતો નથી. તે તો એવું માગે છે કે પોતે ઉમદા અને બીનકુદરતી ખાણાંનો સ્વાદ લઈ તૃપ્ત થતો જાય અને સાથે તંદુરસ્ત પણ રહે. એમ કેમ બને ભલા? બે પ્રતિસ્પર્ધી વસ્તુઓ એક સાથે હોઈ શકે નહિ–બેમાંથી એક ગમે તે હોઈ શકે. તેવો માણુસ તંદુરસ્ત રહેવાને માટે તદ્દન નાલાયક હોય છે, કારણુકે તંદુરસ્તીના સાદા નિયમો પણ તે જાણુતો હોતો નથી.

નક્કી કરેલા પગારના દર પ્રમાણે પગાર ન આપવો પડે તેટલા સારૂ દુષ્ટ–અપ્રમાણિક ઉપાયો યોજનારા એક મુકર્દમનું દૃષ્ટાંત લઈએ. તે વધુ મોટો નફો મેળવવાની ખાતર મજુરોના પગાર ઓછા કરે છે કે અણુઘટતી રીતે કાપીને ઓછો ચુકવે છે. આવો માણુસ આબાદીને માટે કેવળ અપાત્ર–અયોગ્ય હોય છે. આ માણુસ જ્યારે આબરૂ અને પુંજીના સંબંધમાં પોતાને નાદાર જુએ છે ત્યારે સંજોગો ઉપર બધો દોષ મૂકે છે, પરંતુ સમજતો નથી કે પોતાની એવી નાદાર સ્થિતિ આણુનાર તે પોતે જ છે.

પોતાના સંજોગોને ઉત્પન્ન કરનાર માણસ પોતે જ છે (જો કે લગભગ હમ્મેશાં અજાણપણા સાથે) અને સારાં પરિણામને આણવા જતાં તે તેવું પરિણામ ન લાવી શકે તેવા પ્રકારના વિચારો અને વાસનાઓને ઉછેરવાથી નિષ્ફળ થતો જતો હોય છે. આ સત્ય સમજાવવા સારૂ ઉપરનાં ત્રણ દૃષ્ટાંતો બસ થશે. એવાં દૃષ્ટાંતો ઘણાં છે ને ઘણાં ભિન્ન ભિન્ન હોય છે, પરંતુ તે બધાં અત્રે આપવાની અગત્ય નથી કારણ કે જો દૃઢ નિશ્ચય હોય તો વાચક તેના પોતાના જ મનમાં તથા જીવનમાં વિચારનો કાયદો કેવું કામ કરે છે તે જોઈ શકે છે. આવી રીતે વિચારનો કાયદો કેવી રીતે કામ કરે છે તે પોતાના મન તથા જીવનમાં જોયા વગર તો માત્ર બહારની હકીકતથી પુરતી યોગ્ય સમજણ આવી શકતી નથી.

તોપણ સંજોગો એવા ગુંચવાઇ ગયેલા હોય છે, વિચારે એવાં ઉંડાં મૂળ ઘાલ્યાં હોય છે, અને

માણુસે માણુસે સુખની સ્થિતિઓ એવી ભિન્ન ભિન્ન હોય છે કે માણુસની આખીયે આત્મ-આંતર સ્થિતિ (જો કે તે તેને પોતાને જાણુવામાં હોય તોપણુ) તેના જીવનના માત્ર બાહ્ય દેખાવ ઉપરથી બીજા માણુસથી નક્કી કરી શકાતી નથી. અમુક બાબતોમાં માણુસ પ્રમાણિક હોવા છતાં પણુ તે ખાનગી ઉપાધિયો-દુઃખ ભોગવતો હોય છે; અમુક બાબતોમાં માણુસ અપ્રમાણિક હોવા છતાં પૈસો પ્રાપ્ત કરે છે; લોકો આ ઉપરથી એવો નિર્ણય બાંધે છે કે પેલો પ્રમાણિક માણુસ તેની અમુક પ્રમાણિકતાને લીધે નાસીપાસ થાય છે અને પેલો અપ્રમાણિક માણુસ તેની અમુક અપ્રમાણિકતાને અંગે આબાદ થાય છે. આવી માન્યતા ઉપલગ વિવેકનું પરિણામ છે. ઉપલગ વિવેકથી અપ્રમાણિક માણુસ છેકજ ભ્રષ્ટ અને પ્રમાણિક માણુસ લગભગ સર્વથા પ્રમાણિક હોવાની માન્યતા લાવવામાં આવે છે. ગૂઢતર જ્ઞાન અને વિસ્તૃતતર અનુભવના પ્રકાશમાં આવો નિર્ણય ભૂલ-

ભરેલો જણાય છે. અપ્રમાણિક માણસનામાં બીજા-નામાં ન હોય એવા કોઇ સ્તુતિપાત્ર સદ્‌ગુણો હોવા જોઇએ; તેવી રીતે પ્રમાણિકમાં નિંદ્ય દુર્ગુણો હોવા જોઇએ. માણસ જેટલાં સારાં કૃત્યો કરે છે તેટલાનું સારૂં અને નઠારાં હોય તેટલાનું નઠારૂં ફળ ભોગવે છે. એવો નિયમ નથી કે એક દુર્ગુણ હોય એટલે બધાય દુર્ગુણો સાથે હોવા જ જોઇએ કે બધાય સદ્‌ગુણો હોય તેમાં કોઇ દુર્ગુણ ન હોય. જે જેટલા પ્રમાણમાં હોય તેટલા પ્રમાણમાં તેનું પોતાનું ફળ આપે છે. પ્રમાણિક માણસ તેના સારા વિચારો અને કૃત્યોનું સારૂં પરિણામ ભોગવે છે અને તેનામાં જે દુર્ગુણો—દુષ્કૃત્યો હોય તેમનાથી દુઃખ પણ ભોગવે છે. એવીજ રીતે અપ્રમાણિક માણસ પણ તેનું પોતાનું સુખ દુઃખ પોતાના હાથથી કમાય છે—પેદા કરે છે.

"આ જમાનામાં સત્યજ પીલાય છે" અર્થાત્ આ જમાનામાં સત્યાચરણ રાખવાથીજ કષ્ટ મળે

છે એવી લોકમાન્યતા છે. માણુસ તેના સદ્ગુણુને અંગે દુઃખ પામે છે એમ માનવામાં દંભી માનવ-જાતિ ખુશી થાય છે. પરંતુ પોતાના મનમાંથી દરેક માંદો—દુર્બળ, કડવો અને અપવિત્ર વિચારનો ઉચ્છેદ કર્યા વગર અને પોતાના આત્મા—અંતરમાંથી પાપનો દરેક ઝાંખો ડાઘ પણ ધોઇ નાખતાં સુધી માણુસ, તેનાં દુઃખો તેના સદ્ગુણોને લીધે છે, નહીં કે દુર્ગુણોને અંગે એમ જાણવાની તથા બીજાને જણા-વવાની સ્થિતિમાં હોઇ શકતો નથી. આવી સ્થિતિએ પહોંચવાના માર્ગે વિચરતાં વચમાંજ માણુસને માલૂમ પડી ગયા વગર નથી રહેતું કે તેનાં મન અને જીવનમાં જે મહાન્ કુદરતી કાયદો કાર્ય કરે છે તે તદ્દન વ્યાજબી—ન્યાયી છે અને તેથી તે નઠારાંનું સારૂં અને સારાંનું નઠારૂં પરિણામ આપતોજ નથી. આવું જ્ઞાન ઉપલબ્ધ કર્યા બાદ પોતાના ગત અજ્ઞાન અને અંધતા ઉપર દૃષ્ટિપાત કરતાં માણુસને જાણુ-વામાં આવે છે કે પોતાનું જીવન યોગ્ય વ્યવસ્થા

વાળું છે અને અગાઉ પણ હતું અને તેનો બધોય-ગત અનુભવ–સારો કે નરસો–તેના વિકાસ પામતા જતા પરંતુ અદ્યપિ ન વિકસેલા આત્માનું ન્યાયી કાર્ય છે.

સારા વિચારો અને કૃત્યો કદિ પણ ખરાબ પરિણામ લાવતાં નથી; તેમજ નઠારા વિચારો અને કૃત્યો કદિયે સારૂં પરિણામ લાવી શકતાં નથી. એ તો કુદરતનો દેખીતો ક્રમ છે કે અનાજમાંથી અનાજ અને ફળમાંથી ફળ પેદા થાય છે–અનાજ વાવતાં ફળ થતું નથી કે ફળ વાવતાં અનાજ થઇ શકતું નથી. આવી કુદરતી બાબતોના સંબંધમાં તો એવો નિયમ છે એમ આપણે માનીએ છીએ અને તે પ્રમાણે કામ કરીએ છીએ; પરંતુ આપણી માન-સિક અને નૈતિક બાબતોમાં પણ એવોજ નિયમ રહેલો છે એમ તે કાયદાનું કાર્ય કુદરતી બાબતોના જેવુંજ સાદું, ચોકસ અને ખામી વગરનું છે તે છતાંય આપણા પૈકી થોડાજ સમજે છે અને તેથી

આપણે માનસિક અને નૈતિક બાબતોમાં તે કાયદા-
ને અનુસરી કામ કરતા નથી.

દુઃખ હમ્મેશાં કોઇ પણ દિશામાં કરેલા ખરાબ વિચારનું ફળ-પરિણામ હોય છે. દુઃખ ઉપરથી એવું સૂચિત થાય છે કે દુઃખી માણસ તેના આત્મા તથા તેના અસ્તિત્વના કાયદા સાથે સુરાગી-એક મેળ-અનુરૂપ નથી એટલે કે તેના આત્માની પ્રેરણા અને જીવનના કાયદા મુજબ વર્તતો હોતો નથી. દુઃખનો મુખ્ય અને ખરેખરો હેતુ શુદ્ધ બનાવવાનો છે. જે કાંઇ નિરૂપયોગી અને અપવિત્ર હોય તેને બાળીને ભસ્મ કરવાનો છે. શુચિતા આવતાં દુઃખ દૂર થઇ જાય છે. મેલ બળી ગયા પછી કાંચનને બાળવામાં આવતું નથી તેમ માણસનાં પાપો બળી ગયા પછી તેને દુઃખ રહેતું નથી. દુઃખ પાપનું પરિણામ છે. દુઃખ ભોગવવાથી માણસને ખરૂં જ્ઞાન થાય છે એટલે તે દુઃખને દૂર કરવાને માટે પાપો તજી દે છે. આ કારણથી અનુભવી મહાત્માઓ કહે

છે કે, દુઃખ તો સુખનું બીજ છે. શુચિતા અને જ્ઞાન આવતાં દુઃખને એની મેળે ખસી માર્ગ દેવો પડે છે.

માણસને દુઃખની સાથે જે સંજોગો પ્રાપ્ત થાય છે તે તેના આત્માની પ્રેરણા વિરુદ્ધ વર્તવાનું પરિણામ હોય છે. સુખની સાથે જે સંજોગો હોય છે તે માનસિક સુવ્યવસ્થાનું પરિણામ હોય છે. આત્મિક–માનસિક સુખ (પાર્થિવ દોલત–મિલ્કત નહીં) સારા વિચારોનું પ્રમાણ છે; દરિદ્રતા (ધન કે મિલ્કતનું ન હોવાપણું નહીં) દુષ્ટ વિચારોનું પ્રમાણ છે. ઐહિક–શારીરિક સુખ કે દુઃખ એ કાંઈ ખરૂં સુખ કે દુઃખ નથી, પરંતુ જે માનસિક સુખ કે દુઃખ છે તેજ ખરૂં છે. માણસ માનસિક દુઃખ વાળો હોવા છતાંય શ્રીમંત હોય છે; તેવીજ રીતે કંગાલ હોવા છતાં પણ માણસ માનસિક સુખોનો ભોક્તા હોય છે. માનસિક સુખ અને ધનસંપત્તિ બેય સાથે ક્યારે હોઈ શકે છે કે જ્યારે ધનનો વ્યાજબી રીતે

અને ડહાપણપૂર્વક સદુપયોગ કરવામાં આવતો હોય છે ત્યારે દરિદ્ર માણસનું દુઃખ તે જ્યારે તેની તેવી સ્થિતિને ગેરવ્યાજબી રીતે કોઇના તરફથી આપવામાં આવેલી છે એમ માને છે ત્યારેજ ઉલટું વધે છે.

નિર્ધનતા—દરિદ્રતા અને અસંયમ—અનિયમિતતા એ બે દુઃખના છેડા છે. તે બેય એક સરખાજ બીનકુદરતી છે અને માનસિક ગેરવ્યવસ્થાનાં પરિણામ છે. માણસ જ્યાં સુધી સુખી, તંદુરસ્ત અને આબાદ હોય છે ત્યાંલગી ખરી સ્થિતિમાં મૂકાતો નથી. સુખ, તંદુરસ્તી અને આબાદી એ આંતર વ્યવસ્થાની બાહ્ય વ્યવસ્થા સાથે સમાનતા હોવાનાં તેમ જ માણસની તેની આસપાસનાં વેષ્ઠનો—પરિસ્થિતિયો સાથે સારો મેળ—અનુરાગ હોવાનાં લક્ષણો છે.

માણસ જ્યારે દુઃખ—રોદણાં રડવાનું તથા સંજોગોનો વાંક કાઢવાનું તેમજ બીજાના ઉપર દોષ મૂકવાનું બંધ કરી તેની જીવનશ્રેણીને નિયમમાં રાખનાર અદૃશ્ય—ગુપ્ત ન્યાય—કાયદાનું અન્વેષણ કરવા

માંડે છે ત્યારેજ ખરો માણુસ થવા લાગે છે. તે જ્યારે તેના મનને એ વ્યવસ્થાપક કાયદાને અનુસરતું બનાવે છે ત્યારેજ તે પોતાની સ્થિતિના કારણભૂત તરીકે બીજાને ગણુતો–બીજાનો દોષ કાઢતો અટકે છે અને સારા–ઉમદા અને સંગીન વિચારોમાં સન્નિષ્ઠ બને છે અને સંજોગોની સાથે સંગ્રામ કરવાનું છોડી દઇ તેમને પોતાની વધુ ત્વરિત પ્રગતિ કરવામાં સાહાય્યભૂત તરીકે અને પોતાની અંદરજ રહેલી ગુપ્ત શક્તિ–બળ અને સંભાવનાઓ શોધી કાઢવાનાં સાધન તરીકે કામે લગાડવા માંડે છે.

વિશ્વમાં પ્રબળ–સત્તાવાન વસ્તુ કાયદો–સુવ્યવસ્થા–નિયમિતતા છે, નહીં કે ગુંચવાડો–અનિયમિતતા; જીવનનો આત્મા અને સત્વ ન્યાય છે–અન્યાય નથી; અને વિશ્વની આધ્યાત્મિક વ્યવસ્થામાં ખરૂં બળ ધર્મ–સદાચાર છે, નહીં કે અધર્મ–દુરાચાર. આમ હોવાથી માણુસને તેને પોતાને ધર્માચારી–સદાચારી બનાવવાની જરૂર છે, કારણુ કે પોતાને ધર્માચારી બનાવવાથીજ અખિલ વિશ્વ ધર્મ વડે જ

રચાએલું છે–તેનો બધો વ્યવહાર ધર્માનુસારજ ચાલે છે એમ માલૂમ પડે છે. ધર્મ એટલે અમુક સારો નિયમ. કુદરત–વિશ્વનું બધું કાર્ય પણ ધર્મ–નિયમ પૂર્વક થતું હોવાથી માણસે પણ ધર્મ પુરઃસર ચાલવું જોઇએ. કુદરત તેના ધર્મમાં ચુકતી નથી ( તેનો ધર્મ તે નિયમસર બજાવ્યાં કરે છે ) તેમ માણસે ધર્મથી સર્વદા અચ્યુત–અભ્રષ્ટ રહેવું જોઇએ. પોતાને ધર્માચારી બનાવતાં દરમિયાન માણસને માલૂમ પડતું જાય છે કે તે વસ્તુઓ અને બીજા મનુષ્યો પ્રત્યેના તેના વિચારો જેમ જેમ બદલાવતો જાય છે તેમ તેમ વસ્તુઓ તથા બીજા મનુષ્યો પણ તેના પ્રત્યે બદલાતાં જાય છે.

આ સત્યની સાબીતી દરેક મનુષ્યમાં રહેલી છે તેથી યથાવિધ પોતાનુંજ અંતરાવલોકન–અંતર્દષ્ટિ અને આત્મસંશોધન કરવાથી તે ખાત્રી સહેલાઇથી કરી શકાય છે. જો તેના વિચારોમાં માણસ યથાર્થ ફેરફાર કરે તો તેને આશ્ચર્ય ઉપજે એવી રીતે તેના

જીવનની ઐહિક સ્થિતિયો એકદમ બદલાતી જતી દૃષ્ટિગોચર થયા વગર રહે નહીં. માણસો એમજ ધારે છે કે વિચારને ગુપ્ત રાખી શકાય છે; પરંતુ તે ધારવું તદ્દન વ્યર્થ છે. વિચારને કદિ પણ ગુપ્ત રાખી શકાતોજ નથી. વિચાર એકવાર સ્ફુરી ગયા બાદ તે ગુપ્ત પડી રહેવાને બદલે ઉલટો ટેવ તરીકે પ્રકટ થવા લાગે છે અને પછી ટેવ સંજોગનું રૂપ પકડે છે. કેવા વિચારોથી કેવી ટેવો પડે છે અને કેવી ટેવો કેવા સંજોગો પેદા કરે છે તેનાં આ નીચે બે કોષ્ટક આપીએઃ—

## નઠારા.

| વિચારો. | તે ઉપરથી પડતી ટેવો. | તે ટેવો વડે પેદા થતા સંજોગો. |
|---|---|---|
| પાશવ વૃત્તિવાળા વિચારોથી | દુષ્ટ વ્યસનો અને તમામ પ્રકારના દુષ્ટ વિષયોની | દરિદ્રતા અને પિડા-રોગના |

| | | |
|---|---|---|
| દરેક જાતના મલિન વિચારોથી | દુર્બળતા (મનની), બુદ્ધિની ગુંચવણુ– મગજના શૂન્યતાની | ચિત્તવ્યગ્રતા અને સર્વ બાબતની પ્ર-તિકૂળતાના |
| ભીતિ–શંકા–ચિંતા અને અસ્થિરતાવાળા વચારોથી | શરીર તેમજ મનની અશક્તિ, બાયલા-પણું–ભીરૂતા–ડરકા-ઉપણું અને અદઢતા–અચોકસપણુાની | નાસીપાસી–નિષ્ફ-ળતા, નિર્ધનતા, ગુલામ જેવી પર-તંત્રતાના |
| આળસભર્યા વિચારોથી | અશુચિતા અને અ-પ્રમાણિકતાની | નીચતા–દુષ્ટતા અને ભીખ માગવાના |
| તિરસ્કારભર્યા અને ધિઃક્કારવાળા વિ-ચારોથી | દોષારોપણુ–ઉતાવ-ળથી જુસ્સો લાવવો તે–અપમાન–છિદ્રા-ન્વેષણુની | બીજાને નુકસાન, હે-રાન કરવું તે, જુલ્મ–નાહક ઉપદ્રવના |
| તમામ જાતના સ્વાર્થી વિચારોથી | પોતાનાંજ સુખો શો-ધવાં તેની | વત્તાં ઓછાં પ્રમા-ણુમાં પોતાનેજ દુઃખ–શોક–ક્લેશના. |

## સારા.

| | | |
|---|---|---|
| તમામ જાતના સુંદર વિચારોથી | કૃપા—દયા—ક્ષમાની | ઉત્સાહ સુખ—આનંદના. |
| તમામ જાતના પવિત્ર વિચારોથી | મિતતા અને આત્મ નિગ્રહની | સુખશાંતિ—આરામ-ચેનના. |
| હિમ્મત—સ્વાશ્રય અને એક નિશ્ચયના વિચારોથી | માણસાઇભરી | વિજય—સફળતા, સુખસંપત્તિ—સ્તંત્રતાના. |
| ઉદ્યોગી વિચારોથી | સ્વચ્છતા અને કાર્ય-પરાયણતાની. | સુખ—આનંદના. |
| નમ્ર અને ક્ષમાશીળ વિચારોથી | નમ્રતા—આર્જવની | રક્ષણ—સંભાળના. |
| સ્નેહભર્યા અને સ્વાર્થરહિત વિચારોથી | આત્મત્યાગ—પરોપકારની. | ચોકસ અને સ્થાયી અભ્યુદય અને ખરી દ્રવ્ય સંપત્તિના. |

ઉપર બતાવ્યા પ્રમાણે જેવા પ્રકારનો વિચાર હોય તેવા પ્રકારની ટેવો પડે છે અને અંતે તેવા પ્રકારના સંજોગો આવી મળે છે. કેવા વિચારથી કેવી ટેવ પડે અને અંતે કેવા સંજોગો આવી મળે તે આ ઉપરનાં બન્ને કોષ્ટકો ઉપરથી વાચક ગણને વિદિત થશે.

જેવા પ્રકારના વિચારો આવતા હોય છે તેવા પ્રકારની અસર વર્તન અને સંજોગો ઉપર થયા વગર રહેતી નથી—પછી તે વિચારો સારા હોય કે નરસાઃ સારાની સારી અને નઠારાની નઠારી. સંજોગો કાંઇ બારોબાર એટલે કોઈ પ્રકારના પૂર્વશ્રમ વગર મેળવી શકાતા નથી, પરંતુ વિચારો તો તેમ મેળવી શકાય છે. ( કારણ કે વિચારજ દરેક સંજોગનું મૂળ છે એટલે મૂળ પૂર્વે તો કાંઇ હોઈ શકેજ નહીં. ) વિચાર કેવા લાવવા તે નહીં જાણનારો માણસ આવે તેવા વિચારોને નિરંકુશપણે આવવા દેવાથી વિચારો-ના પ્રકાર મુજબના સંજોગો પોતાની અજ્ઞાનતા—અસાવધતામાં મેળવતો જાય છે.

માણુસ જે વિચારને વધુ ઉત્તેજે છે—પોષે છે તેને સફળ કરવામાં કુદરત તેને મદદ કરે છે. કુદરત તેને સંજોગો—લાગ આપે છે, અને એ લાગ સાધતાં તેના સારા કે નરસા વિચારો તુરતજ પ્રત્યક્ષ થાય છે.

માણુસ જો પાપી વિચારો કરતો અટકે તો દુનિયા તેના પ્રત્યે નરમ—માયાળુ બની તેને મદદ કરવાને તત્પર રહે છે. જો દુર્બળ અને માંદા વિચારોને તજે તો સંગીન નિર્ણય આણુવામાં તેને ચોતરફથી લાગ—સંજોગો સાંપડી આવે છે. જો સારા વિચારોને પોષે તો દુઃખ—દરિદ્રતા કે ફજેતી—શરમનાં સખ્ત બંધનોમાં તે આવી પડતો નથી. દુનિયા એ માણુસને માટે વિધવિધ રંગ દર્શક યંત્ર છે. તેમાં જે રંગો—સ્થિતિયો—સંજોગોના ભિન્ન ભિન્ન સમુહો ક્ષણે ક્ષણે દૃષ્ટિગોચર થાય છે તે સદા પ્રચલિત—અસ્થિર વિચારોનાં આબેહુબ ચિત્રો—પરિણામોજ હોય છે.

" તમે જેવા થવાની ઇચ્છા કરશો તેવા થઇ શકશો. આવરણનું બહાનું કાઢી નિષ્ફળતા માટે

ભલે મિથ્યા સંતોષ માનવામાં આવે, પરંતુ આત્મા તો એવાં બહાનાથી સંતોષાતો નથી પણ તેવાં મિષને ધિક્કારે છે; આત્મા તો સદા સ્વતંત્રજ છે.

આત્મા કાળને વશ કરે છે–તે વિલંબનો પરાજય કરે છે. તે બડાઇખોર–કપટી દૈવ–નશીબને સત્વહીન બનાવી દે છે અને જુલ્મી સંજોગની પ્રબળતા તોડી પાડી તેને પોતાનો દાસ બનાવે છે.

ભલેને કાળમીંઢ પત્થરની દિવાલો આડી ઉભી હોય તોપણ મનુષ્યની ઇચ્છા કે જે અદ્રશ્ય બળ અને અમર આત્માનું સંતાન છે તે દરેક પ્રકારના નેમ–ઉદ્દેશને સફળ કરે છે.

વિલંબથી અધીરા બનવું નહીં પરંતુ સમજુ માણસની માફક ધીરજથી રાહ જોવી. આત્મા જ્યારે જાગૃત થઇ તેની સત્તા બજાવે છે ત્યારે દેવો પણ આધીન બની જાય છે. ”



## તંદુરસ્તી અને શરીર ઉપર વિચારની અસર.

શરીર મનનું નોકર–વશ–આધીન છે. તેને મનનાં કાર્યો–પછી તે ભલે વિચાર પૂર્વક યોજાયાં હોય કે સ્વતઃ સ્ફુર્યા હોય તોપણ તેમને તાબે થવું પડે છે. એટલે કે શરીર પાસે મન જે કાર્ય કરાવે છે તે કાર્ય તેને કરવું પડે છે. ગેરવ્યાજબી વિચારોની આજ્ઞા મુજબ વર્તવાથી શરીર દરદ અને ક્ષયને તુરત પામે છે. ખુશકારક અને સુંદર વિચારો પ્રમાણે ચાલવાથી યૌવન–બળ અને સૌંદર્યથી વિભૂષિત થાય છે.

દરદ અને તંદુરસ્તીનું મૂળ સંજોગોના મૂળની માફક વિચારમાંજ રહેલું છે, માંદા વિચારોથી શરીરની માંદગી પ્રકટ થાય છે. ભયના વિચાર બંદુકની ગોળીની માફક માણસને એકદમ મારી નાખનારા તરીકે જાણીતા છે, અને તેવા વિચારો હમેશાં સહસ્રો માણસોને મારી નાખે છે–કદાચ થોડી ત્વરામાં, પણ ચોકસ રીતે તો ખરા દરદની

ભીતિ રાખવાથી જરૂર દરદ થઇ આવે છે. ચિંતાથી આખું શરીર બગડે છે અને રોગને તેમાં પ્રવેશ કરવા માટે તૈયાર—સુગમ બને છે. અપવિત્ર વિચારો—ભલેને તેમના મુજબ શરીર વર્તે કે નવર્તે તોપણ અંગબળને છિન્નભિન્ન કરી નાખે છે.

સંગીન, પવિત્ર અને સુખી વિચારોથી શરીરમાં તેજ—કાંતિ અને સૌંદર્ય આવે છે. શરીર એક નાજુક—નિર્બળ અને ધારીએ તેવી અસર કરી શકાય તેવું યંત્ર છે અને તેના ઉપર મન—વિચારની સહજ અસર થતાંની વારજ તે તે પ્રમાણેજ કાર્ય કરવા મંડી પડે છે. વિચારોની ટેવો તેના ઉપર તેમની સારી કે નરસી અસર બેસાડે છે.

માણસ જ્યાંલગી મલિન વિચારોનું સેવન કરે છે ત્યાં સુધી તેનું લોહી બગડેલું—અશુદ્ધ અને ઝેરી રહ્યાં કરે છે. સ્વચ્છ અંતઃકરણ વડે જીંદગી અને શરીર પણ સ્વચ્છ—નિર્મળ—પવિત્ર બને છે. ભ્રષ્ટ મનવડે જીવન અને શરીર ભ્રષ્ટ બને છે. વિચાર

એ વર્તન—જીવનનું ઝરણું છે—આત્મ પ્રકાશનું મૂળ છે. ઝરણાં—મૂળને શુદ્ધ બનાવવાથી બધુંય શુદ્ધ બને છે.

વિચારો બદલાવ્યા વગર માત્ર એકલા ખોરાકમાં ફેરફાર કરવાથી કાંઇ દહાડો વળતો નથી. માણસ, તેના વિચારો શુદ્ધ થયા પછીજ અપવિત્ર ખોરાકની ઇચ્છા કરતો નથી.

સ્વચ્છ વિચારોથી સ્વચ્છ ટેવો પડે છે. કહેવાતો સાધુ તેના શરીરને આવી રીતે શુદ્ધ—સ્વચ્છ નથી બનાવતો તો તે ખરીરીતે સાધુ નથી. જેણે પોતાના વિચારોને સંગીન અને શુદ્ધ બનાવ્યા હોય છે તેને રોગોત્પાદક જંતુઓની સંભાળ રાખવાની—બીક રાખવાની જરૂર નથી.

શરીરને સાચવવું હોય તો પ્રથમ મનનું જતન કરવું જોઇએ. શરીરને તાજું—નવું બનાવવા માટે મનને સુંદર બનાવવું જોઇએ. દ્વેશ, ઇર્ષા, ખોદણી, વેર—દાઝ, નાઉમેદી, વ્યગ્રતા, વિષાદ, ઉદ્વેગના વિચારો

શરીરની તંદુરસ્તી અને સુંદરતા લૂંટી લે છે–હણે છે. મુખને દુઃખી, મ્લાનિમય બનાવનાર નસીબ નથી પણ દુઃખ–શોકના વિચારોજ છે. મુખને કદરૂપું બનાવનાર કરચલીઓ મૂર્ખતા, વિષય, જુસ્સો, ગર્વ–દર્પ હોય છે.

કેટલાંક અતિવૃદ્ધ મનુષ્યો પણ શરીરે યુવાનને પણ લજવી નાંખે એવાં હોય છે. કેટલાંક તરૂણ મનુષ્યોનાં શરીર વૃદ્ધ કરતાં પણ વધારે ખખળી ગયેલાં હોય છે. વૃદ્ધ છતાં શરીર યુવાન કરતાંય સંગીનતર હોવું એ ખુશમિજાજ–મધુરાં, આનંદી સ્વભાવનું પરિણામ હોય છે જ્યારે યૌવન છતાંય ખખળી ગયેલું શરીર હોવું એ વિષય વૃત્તિ અને અસંતોષ–અતૃપ્તિનું પરિણામ હોય છે.

ગૃહમાં હવા અને અજવાળાંની પુરતી છુટ ન હોય ત્યાં સુધી તે સુખ અને આરોગ્યકારી હોઇ શકતું નથી; તેવી રીતે આનંદ–ઉલ્લાસ, શુભેચ્છા અને શાંતિ–નિર્મળતાના વિચારોને મનમાં

છુટથી આવવા દીધા વગર શરીર સંગીન બનતું નથી અને ચ્હેરો પ્રકાશિત, કાંતિવાન, સુખી, શાંત, વિમળ થતો નથી.

વૃદ્ધ જનોનાં મુખ ઉપર જે કરચલીઓ પડેલી હોય છે તેમાં કેટલીક સહાનુભૂતિ–પરોપકાર વૃત્તિથી, કેટલીક સંગીન અને પવિત્ર વિચારોથી અને કેટલીક વિષયવૃત્તિથી હોય છે. કરચલીઓ આ ત્રણમાંથી કઇ રીતે પડી છે તે ઓળખી શકાયા વગર રહેતી નથી. સદાચારી જીવનવાળાની વય સંધ્યા સમયના સૂર્યની માફક સ્વસ્થ, શાંત, સુખી અને મૃદુ આનંદવાળી હોય છે. હમેશાં આનંદ, મધુરતા અને શાંતિમાં જીવન ગાળનાર મરતાં સુધી તેવુંજ જીવન ગાળે છે. જગપ્રસિદ્ધ સ્વામીશ્રી વિવેકાનંદજી હમેશાં આનંદને આવકાર આપતા અને ઉદાસીને હાંકી કાઢતા. ( જુઓ એમના સદુપદેશો ભાગ ૨ જો. ) મનુષ્ય ગમે તે પદવી કે વયમાં હોય પરંતુ તેણે સર્વદા સર્વથા આનંદમાંજ રહેવું જોઇએ.

તંદુરસ્તીનું મૂળ આનંદ, ખુશમિજાજ અને સંતોષ-વૃત્તિમાંજ રહેલું છે.

શરીરનાં દરદો દૂર કરવા સારૂ આનંદી વિચારોના જેવો બીજો કોઇ વૈદ્ય-ઔષધ નથી. દિલગીરી-વ્યગ્રતા, શોક-વિષાદને હાંકી કાઢવા સારૂ શુભેચ્છા-પરોપકાર-સ્વાર્થત્યાગ જેવો બીજો એકે ઉપાય નથી. હમ્મેશાં ઈર્ષા-દ્વેષ-વેર, શ્વાન જેવો અદેખો સ્વભાવ અને શંકા-ભીતિવાળા વિચારોનું સેવન કરવું એ પોતાના હાથથી પોતાના માટે બનાવેલા કેદખાનામાં પુરાઈ રહેવા જેવું છે. અનિષ્ટ વિચારોનું સતત સેવન બંધન-નરક છે, જ્યારે શુભ વિચારોનું સેવન સ્વર્ગ-મોક્ષ છે. બધાયના માટે સારા વિચારો લાવવા, સહુનું કલ્યાણ ઇચ્છવું-કરવું, સૌની સાથે આનંદ-ઉલ્લાસમાં રહેવું, બધાયમાં રહેલું સારાપણું શોધવું (નહીં કે તેમનાં છિદ્રો)-આવા પારમાર્થિક વિચારો પોતેજ સ્વર્ગ છે. સર્વનું શુભ-સુખશાંતિ ઇચ્છવાથી પોતાને તેમની પ્રાપ્તિ થાય છે.

**सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।**
**सर्वे भद्राणि पश्यन्तु माकश्चिद् दुःखमाप्नुयात्॥**
**( વ્યાસ )**

અર્થાત્—આ વિશ્વમાં સર્વ સુખી થાઓ–સર્વ નિરોગી થાઓ–સર્વનું ભદ્ર થાઓ–કોઇ કદિ દુઃખ ન પામો–આવી શુભેચ્છા રાખી સર્વને એવા બનાવવા માટે સદા ઉદ્યુક્ત–પરાયણ રહેવું એજ ખરો ધર્મ છે, એજ ખરી ઇશ્વરભક્તિ છે, એજ સ્વર્ગ છે.



## વિચાર અને હેતુ.

વિચારની સાથે જ્યાંસુધી કોઇ હેતુ ન સંકળાએલો હોય ત્યાં સુધી જ્ઞાનસહિત સિદ્ધિ મળતી નથી. ઘણાં માણસો તેમના વિચારો રૂપી નાવને જીવનરૂપી મહાસાગરમાં કોઇપણ જાતના નેમવગર ચાલ્યું જવાદે છે. આશયશૂન્યતા એ દુર્ગુણ છે. જેને આપત્તિ–દુઃખ દાયક પરિણામ અને વિનાશ વગર સહીસલામતી સાથે પોતાના સ્થળે પહોંચી

જવું હોય ( પોતાના જીવનને પાર ઉતારવું હોય ) તેણે પોતાના વિચારો રૂપી નાવને નેમ રહિત ઘસડાઇ જતું ન જવા દેવું જોઇએ.

પોતાના જીવનમાં જેને કોઇ પણ કેંદ્રાશય નથી હોતો ( મનુષ્યનો ખરો અને મુખ્ય કેંદ્ર આશય સુખ-સ્વર્ગ પ્રાપ્તિનો છે. સર્વ ધર્મો આ કેંદ્રાશય સિદ્ધ કરવાનુંજ શિક્ષણ આપે છે ) તે માણસ ઝીણીઝીણી ઉપાધિ, હેરાનગતિ, વ્યગ્રતા, ઉદ્વેગ, ભય, ચિંતા, મુશ્કેલીઓ, કષ્ટો અને દયાજનક સ્થિતિયોનો સહેલાઇથી ભોગ થઇ પડે છે. આ ઉપાધિ આદિ વસ્તુઓ મનુષ્યની દુર્બળતાનાં લક્ષણો છે. ઘણો વખત મનમાં ચિંતન કરી પુખ્ત ઇરાદા સાથે કરવામાં આવતાં પાપો જેમ નિષ્ફળતા, દુ:ખ અને હાનિ પ્રતિ દોરી જાય છે ( જો કે ભિન્ન માર્ગે થઈ ) તેમ દુર્બળતા પણ નિષ્ફળતા આદિ પરિણામો ઉદ્ભૂત કરે છે, કારણ કે શક્તિનો વિકાસ કરનારા વિશ્વમાં અર્થાત્ શક્તિમય વિશ્વમાં

અશક્તિ–દુર્બળતા ટકી રહી શકતી નથી. વિશ્વ શક્તિમય હોવાથી તેમાં માત્ર શક્તિ જ કાર્યસાધક સફળ–વિજયી બની શકે છે. (સર્વ વસ્તુઓ મેળવવા-નો–ભોગવવાનો હક્ક શક્તિજ છે. Might is right અર્થાત શક્તિ એજ ન્યાય–નીતિ–ધર્મ છે એ કથન આવાં કારણોથી પ્રાદુર્ભૂત થયેલું છે.) જેટલી વધુ શક્તિ તેટલી વધુ સફળતા અને ઓછી તેટલી ઓછી. સર્વ પ્રકારની પ્રાપ્તિ શક્તિથી જ થાય છે. સારા માર્ગે શક્તિનો ઉપયોગ કરવાથી તે સારી પ્રાપ્તિ અપાવે છે અને અવળો ઉપયોગ કરવાથી નઠારી વસ્તુઓની પ્રાપ્તિ કરાવે છે. "શક્તિ વગર સિદ્ધિ નહીં એ વાત કેવળ સત્ય છે."

માણસે પોતાના અંતરમાં અમુક નૈતિક–વ્યાજબી ઉદ્દેશ ધારણ કરવો જોઈએ, અને પછી તેને પૂર્ણ–સફળ કરવા સારૂ કુદરતના કાયદા મુજબ વ્યાજબી પુરુષાર્થ–પ્રયત્ન કરવો જોઇએ. માણસે હેતુને તેના વિચારોનું કેંદ્ર બનાવવો જોઈએ. હેતુ આધ્યા-

ત્મિક વસ્તુ માટે હોય વા ઐહિક માટે—શરૂઆતમાં તે ગમે તે બાબતનો હોય પરંતુ માણસે તેના ઉપર તેના વિચારોના બળને ધીમે ધીમે ચોકસાઈ સાથે કામે લગાડવું જોઇએ. તે હેતુને માણસે પોતાનું પરમ કર્તવ્ય બનાવવો જોઇએ અને પોતાના વિચારોને ક્ષણભંગુર કલ્પના તરંગો, લાલસા—લોલુપતાઓ અને સંકલ્પોવિકલ્પોમાં ભટકવા ન દેતાં પેલા પરમકર્તવ્ય તરીકે ધારેલા ઉદ્દેશને પાર પાડવાના કાર્યમાં પૂર્ણ પરાયણતાપૂર્વક કામે લગાડવા જોઇએ. આમ કરવું એ આત્મનિગ્રહ અને મન—ચિત્ત—વિચારોની એકાગ્રતાનો રાજમાર્ગ છે. પોતાનો આશય સિદ્ધ કરવામાં ભલેને ફરી ફરી નિષ્ફળતા મળે ( પોતાની બધી દુર્બળતા દૂર થતાં સુધી તો નિષ્ફળતા આવશ્યક—અનિવાર્ય રીતે આવ્યાં જ કરવાની; દુર્બળતા દૂર થાય ત્યારે જ સફળતાની ઉપલબ્ધિ થાય છે ) તોપણ આશય સિદ્ધ કરવાના પુરુષાર્થ દરમિયાન જે વર્તનની શક્તિ પ્રાપ્ત થઇ હશે

તે ખરી સફળતાનું પ્રમાણ બની રહેશે અને તે ભવિષ્યનાં બળ અને સફળતાને માટે નૂતન પ્રભૃતિબિન્દુ થઈ રહેશે. “ઉલટભેર ફરીથી કરો” એ સિદ્ધાન્તને અનુસરવાથી અંતે સફળ થયા વગર રહેવાતું નથી.

જેઓ કોઇ ઉચ્ચ–મહાન્ આશય ધારણ કરવાને તૈયાર ન હોય તેમણે પોતાનું કર્ત્તવ્ય ગમે તેવું નજીવું–ક્ષુલ્લક દેખાતું હોય તથાપિ તેને ભૂલવગર બજાવવા માટે પોતાના વિચારોને કામે લગાડવા જોઇએ. ફક્ત આવી રીતે કામે લગાડવાથી જ વિચારોને એકત્ર કરી–કેંદ્ર પ્રત્યે કામે લગાડી શકાય છે અને દૃઢતા–નિર્ણય તથા ક્રિયાશક્તિનો વિકાસ થતો જાય છે. એમ થતાં કોઈપણ બાબતની પરિપૂર્ણતા પ્રાપ્ત થયા વગર રહી શકતી નથી.

પોતે નિર્બળ છે એવું જાણતાં છતાંય જો કોઈ દુર્બળ આત્મા પ્રયત્ન અને અભ્યાસ વડે જ શક્તિ ખીલવી–વધારી શકાય છે એ સત્ય માની લે તો એવી

માન્યતાના પરિણામે તે તુરતજ પુરુષાર્થ કરવા માંડે છે, અને પ્રયત્ન, ધૈર્ય અને શક્તિમાં પુનઃ પુનઃ અભ્યાસવડે વધારો કરી કરીને પોતાના પુરુષાર્થ —અભ્યાસને આગળ વધારતો જાય છે, અને એવા સતત અભ્યાસથી આખરે દિવ્ય શક્તિ અને સંગીનતા મેળવે છે.

સંભાળ અને ધીરજ પૂર્વક શરીરને કેળવવાથી જેમ દુર્બળ શરીરવાળો માણુસ સબળ—મજબૂત બની જાય છે તેમ સારા સારા વિચારોનું સતત સેવન કરવાથી દુર્બળ વિચાર—મનવાળો માણુસ આત્મિક—માનસિક બાબતોમાં શક્તિમાન બની જાય છે.

નેમવિહીનતા અને દુર્બળતાને દૂર કરી હેતુપૂર્વક વિચારવાનું શરૂ કરવું એ નિષ્ફળતાને સફળતાના માર્ગ તરીકે ગણુનારા સંગીન પુરુષાર્થી મહાન્ પુરુષોની હારમાં દાખલ થવા સમાન છે. સંગીન પુરુષાર્થી પુરુષો તમામ સ્થિતિયોને પોતાની દાસ બનાવી તેમની પાસેથી પોતાને જોઈતું કામ કરાવે

છે; તેઓના વિચારો સંગીન અને પ્રયત્નો નિર્ભય-નિશ્ચિંત હોય છે અને તેઓ દરેક બાબતમાં કુશળતાથી પરિપૂર્ણતા પ્રાપ્ત કરે છે.

પોતાનો અમુક નેમ-હેતુ ધાર્યા બાદ માણસે તે હેતુ પાર પાડવા માટે એક સીધો માર્ગ દોરી કાઢી જમણું કે ડાબું-આડુંઅવળું જોયા વગર તે સીધા માર્ગે આસક્તિ સાથે ચાલ્યા જવું જોઇએ. શંકા, ચિંતા અને ભયને જોરથી હાંકી કાઢવાં જોઇએ; તે ભાગી પડે એવી વસ્તુઓ છે અને પ્રયત્નના સીધામાર્ગને વાંકોચુંકો, અસર વગરનો અને નકામો બનાવી દઇ તોડી પાડે છે. શંકા અને ભીતિભર્યા વિચારોથી કોઇ દહાડો પરિપૂર્ણતા થઇ નથી અને થઇ શકવાની પણ નહીં. તેવા વિચારો તો સર્વદા નિષ્ફળતાજ પ્રાપ્ત કરાવે છે. શક્તિ-ક્રિયાશક્તિ-કાર્ય કરવાની સત્તા, ઉદ્દેશ-નેમ અને તમામ પ્રકારના સંગીન વિચારોથી શંકા અને ભીતિ ઘુસી આવતાં અટકી જાય છે.

આપણે કરી શકીએ તેમ છીએ એવું જ્ઞાન

હોય તો જ કરવાની ઇચ્છા–વૃત્તિ પ્રાદુર્ભૂત થવા પામે છે. શંકા અને ભીતિ જ્ઞાનના કટ્ટા દુશ્મનો છે અને જે માણસ તેમને ઉત્તેજે છે અને ઉચ્છેદતો નથી તે પગલે પગલે નિષ્ફળ નિવડે છે. શંકા અને ભીતિને જીતનાર માણસ જ નિષ્ફળતાને જીતી શકે છે. તેના દરેક વિચારને બળ–શક્તિની મદદ હોય છે અને સર્વ મુશ્કેલીઓને તે બહાદૂરીથી જીતી લઈ ડહાપણ-થી દૂર કરે છે, તે સદા વખતસર–યોગ્ય વખતે જ નેમ ધારે છે તેથી તે હેતુ પકવ–પરિપૂર્ણ થયા પહેલાં ન ખરી પડે એવું ફળ પેદા કરે છે.

વિચારને હેતુની મદદ મળવાથી તે ઉત્પાદક શક્તિ બની રહે છે અને જે ધારે તે કરી શકે છે. જે માણસ આવું જાણે છે તે જેનામાં માત્ર અસ્થિર વિચારો અને આવતી જતી લાગણીઓ જ હોય એવાં એક બંડલ રૂપ મનુષ્ય કરતાં કાંઇક ઉચ્ચતર અને સંગીન તર બનવાને તૈયાર થાય છે. જે માણસ એ પ્રમાણે કરે છે તે પોતાની માનસિક શક્તિનો સુજ્ઞ–અંતર્જ્ઞાની અને હુંશીઆર વર્ધનકર્ત્તા થાય છે.

# સિદ્ધિ મેળવવામાં વિચારની સહાયકતા.

માણુસ જે કાંઈ સિદ્ધિ મેળવે છે અગર મેળ-વવામાં પછાત પડે છે તે તેના વિચારોનું સીધું-લાગતું પરિણામ હોય છે. ન્યાય-નિયમિતતા અને સુવ્યવસ્થાથી રચાએલા વિશ્વમાં (કે જ્યાં સમતોલપણું હઠયું-છાબડું નીચું બેઠું કે સંપૂર્ણ પ્રલય-વિનાશ ઉત્પન્ન થાય છે તેમાં) માણુસ સ્વતંત્ર છે અને એ સ્વાતંત્ર્યને અંગે તેનાં કાર્યોનો જવાબદાર છે. માણુસ-ની દુર્બળતા અને સબળતા, શુદ્ધિ અને અશુદ્ધિ તેની પોતાની જ હોય છે-તે કાંઈ કોઈ બીજાની હોતી નથી; તે તેણે પોતેજ આણેલી હોય છે-બીજા કોઈએ નહીં; તેમનામાં ફેરફાર પણ તે પોતેજ કરી શકે છે -ઇતર કોઈ નહીં. તેનું દુઃખ અને સુખ અંદરથી જ વિકાસ પામી બહાર આવે છે. તે જેવા વિચાર કરે છે તેવું તેનું જીવન બને છે; તે જેવા વિચારોને લાવ્યાં કરે છે તેવું તેનું જીવન રહ્યાં કરે છે.

દુર્બળ માણસ જ્યાં સુધી મદદ લેવાને ખુશી નથી હોતો ત્યાં સુધી સબળ માણસ દુર્બળને મદદ આપી શકતો નથી. મદદ મેળવતાં પહેલાં બીજાની મદદ લેવાના દૃઢ નિશ્ચય રૂપી શક્તિ પણ પ્રથમ પ્રાપ્ત કરવી જોઈએ અને એવી રીતે તેણે સબળ બનવાની શરૂઆત કરવી જોઇએ. તે બીજામાં રહેલી જે શક્તિને ચાહતો—પસંદ કરતો—પ્રસંશા કરતો હોય તે તેના પોતાના યત્નો વડે તેણે તેના પોતાનામાં ખીલવવી જોઇએ. પોતાની સ્થિતિને પોતાના સિવાય બીજો કોઇ સુધારી શકતો નથી.

માણસોને એવું ધારવા અને કહેવાની ટેવ હોય છે કે, “ કોઈ એક જુલ્મગાર હોવાનાં કારણથી જ ઘણાં માણસો ગુલામ હોય છે; માટે જુલ્મગારને ધિક્કારવો. ” તથાપિ હવે વિશ્વની બુદ્ધિના વિકાસને લીધે એ નિર્ણયમાં કેટલાક લોક ફેરફાર કરવા લાગ્યા છે, અને એ ફેરફાર હમેશાં વધતો જાય છે કે—“ ઘણાં માણસો ગુલામ છે તેથીજ એક જુલ્મગાર હોય છે; માટે ગુલામોને ધિક્કારો. ”

સત્ય એ છે કે જુલ્મગાર અને ગુલામો બેઉ એક સરખી રીતેજ અજ્ઞાનવશ હોય છે. તેઓ એક બીજાથી દુઃખ લગાડી એક બીજાને ઇજા–નૂકસાન કરવા જતાં ખરી રીતે પોતાના હાથથી પોતાને જ ઇજા–હાનિ કરતા જતા હોય છે. પરિપૂર્ણ જ્ઞાન થતાં ગુલામોની દુર્બળતામાં તથા જુલ્મગારના બળના દુર્વ્યયમાં જે કાયદો કામ કરે છે તે સમજી જવાય છે. પરિપૂર્ણ–વિશ્વસ્નેહ આવતાં બેઉ સ્થિતિયોને અંતે આવતું દુઃખ જોઇ બેમાંથી એકેયનો તિરસ્કાર કરવામાં આવતો નથી. પરિપૂર્ણ–વિશ્વદયા આવતાં જુલ્મગાર અને ગુલામો બેઉ પ્રત્યે મમતાથી જ જોવામાં આવે છે.

જેણે દુર્બળતાને જીતી લઇ બધા સ્વાર્થી વિચારોને દૂર કર્યા હોય છે તે નથી થઇ શકતો જુલ્મગાર કે નથી થતો ગુલામ: તે તો સ્વતંત્ર રહે છે.

માત્ર પોતાના વિચારોને ઉચ્ચ બનાવવાથી જ માણસ ઉન્નતિ, સફળતા અને સિદ્ધિ મેળવી શકે

છે. વિચારોને ઉચ્ચ નહીં બનાવવાથી જ તે દુર્બળ, અધમ–ક્ષુદ્ર–પામર અને વિપદગ્રસ્ત રહે છે.

ઐહિક બાબતોમાં પણ કોઇ બાબતની સિદ્ધિ મેળવતાં પૂર્વે માણુસે પાશવવૃત્તિમાં ન ડુબી રહેતાં તેના વિચારોને ઉચ્ચ કર્યા હોવા જોઇએ. સિદ્ધિ મેળવવામાં તે કોઇ પણ રીતે બધી પાશવ વૃત્તિ અને સ્વાર્થાંધતાને ન તજી દે પરંતુ છેવટ અમુક ભાગ તો તજ્યા વગર ચાલતો નથી. જેનો પહેલો વિચાર પાશવ વૃત્તિવાળો હોય છે તે માણુસ સ્પષ્ટ–શુદ્ધ રીતે વિચાર કરી શકતો નથી તેમજ નિયમ–રીતિ પુરઃસર યોજના ઘડી શકતો નથી. તે તેનાં બુદ્ધિ વિષયક દ્રવ્યોને શોધીને ખીલવી શકતો નથી, તેમજ તે દરેક કાર્યમાં નાશીપાસ થાય છે. પોતાના વિચારોને મરદાઈથી નિગ્રહમાં નહીં રાખવા માંડવાથી તે કાર્યો ઉપર નિગ્રહ રાખવાની તથા ગંભીર જવાબદારીઓ વ્હોરવાની સ્થિતિમાં આવી શકતો નથી. તે સ્વતંત્રપણે કાર્ય કરવાને તથા એકલો જ ઉભો

રહેવાને લાયક થતો નથી. પરંતુ તે પોતે પસંદ કરેલા વિચારથી જ પરિમિત થાય છે.

પરિત્યાગ–બળિદાન વગર તો પ્રગતિ કે સિદ્ધિ મળી શકતી નથી અને માણસ જેટલા પ્રમાણમાં તેની પાશવ વૃત્તિનો ત્યાગ કરે છે તથા જેટલા પ્રમાણમાં યોજના–ધારણાઓના વિકાસ પ્રત્યે અને નિશ્ચય અને સ્વાશ્રયની સંગીનતા પ્રત્યે મનને ગોઠવે છે તેટલા પ્રમાણમાંજ ફતેહમંદ–સિદ્ધ થાય છે. તે જેમ જેમ વિચારોને ઉચ્ચ બનાવી વધુવધુ મરદાઈ ભર્યો સીધો–પ્રામાણિક અને નીતિવાન–સદાચારી બનતો જાય છે તેમ તેમ તેની ફતેહ વધતી જાય છે, અને તે ફતેહ વધુવધુ સંગીન–સ્થાયી અને સુખમય બનતી જાય છે.

વિશ્વ લોભી, અપ્રામાણિક, દુર્ગુણી–દુરાચારી પ્રત્યે જો કે ઉપર ઉપરથી કૃપા રાખતું કોઇ કોઇ વાર દેખાય છે, પરંતુ તે ખરી રીતે અને ઉંડી રીતે તેમ કરતું નથી; તે તો પ્રામાણિક, ઉદાર, સદાચારી–

સદ્‌ગુણી-નીતિવાનને જ સાહાય્ય કરે છે. આ સત્યને યુગે યુગના મહાન્ ઉપદેશકોએ ભિન્ન ભિન્ન સ્વરૂપોમાં પ્રદર્શિત કરેલું છે અને તે સાબીત કરવા તથા જાણવા માટે માણસે તેના વિચારોને ઉન્નત કરી વધુવધુ સદાચારી બનવા પ્રત્યે પરાયણતા રાખવાની જરૂર છે.

જ્ઞાન, અથવા જીવન અને વિશ્વ-કુદરતમાં રહેલી સુંદરતા અને સત્ય શોધવામાં પોતાના વિચારોને એકઠા કરી કામે લગાડવાનાં પરિણામે જ બુદ્ધિવિષયક સિદ્ધિ પ્રાપ્ત થાય છે. આવી સિદ્ધિથી કદાચ કોઈવાર મિથ્યાભિમાન--દંભ અને મહત્વાકાંક્ષા આવે પરંતુ તે ખરી રીતે સિદ્ધિથી આવતાં નથી; તે તો દીર્ઘ અને ઉત્સાહી પુરુષાર્થ અને પવિત્ર, નિઃસ્વાર્થી વિચારોનું કુદરતી પરિણામ હોય છે.

પવિત્ર અભિલાષાઓના પરિણામે જ આધ્યાત્મિક સિદ્ધિ મળે છે. જે માણસ હમ્મેશાં ઉમદા-સારા અને ઊંચા વિચારોને ધારણ કરે છે, પવિત્ર અને બીનસ્વાર્થી બાબતોનું ચિંતન કરે છે તે સૂર્ય જેમ અચુક ઉગે છે તેમ વર્તનમાં અચુક

શાણો--દાનો અને ઉચ્ચ થાય છે અને સત્તા ( લાગ-વગ ) અને સુખ મેળવે છે.

ગમે તે પ્રકારની સિદ્ધિ વિચાર અને પુરુષાર્થનું પરિણામ હોય છે. આત્મસંયમ, નિશ્ચય, પવિત્રતા, ધર્માચાર--સદાચાર અને સુખમાર્ગગામી વિચાર વડે માણસ ઉન્નત થાય છે. પાશવવૃત્તિ, આળસ, મલિનતા, ભ્રષ્ટતા અને વિચારના વિપ્લવ--ગોટાળા વડે અધઃપાત પામે છે.

માણસ દુનિયામાં ફતેહની ટોચે ચડી જાય અને આધ્યાત્મિક ઉન્નતિ પણ ઘણી મેળવે તોપણ જો તે અભિમાની, સ્વાર્થી અને ભ્રષ્ટ વિચારોને વશ થાય તો–પોતાને વશ થવા દે તો–દુર્બળતા અને દારિદ્રય–દુઃખરૂપી નરકમાં ઉતરી પડે છે.

સારા–વ્યાજબી વિચારોને પરિણામે મેળવેલી ફતેહ તેની સંભાળ રાખવાથી જ ટકી રહી શકે છે. કેટલાક ફતેહ મળ્યા બાદ તે મેળવવા માટે ત્યાં સુધી કરેલા સારા વિચાર અને સારૂં વર્ત્તન પાછું છોડી દે છે અને એમ કરવાથી પાછા નિષ્ફળતાને

પ્રાપ્ત કરે છે. સારા પુરુષાર્થને સદા વળગી રહેવાથી જ ફતેહ કાયમ રહે છે.

ધંધારોજગારની, બુદ્ધિની અથવા આધ્યાત્મિક બાબતોની સર્વ પ્રકારની સિદ્ધિ અમુક ચોકસ માર્ગે કામે લગાડેલા વિચારોનું પરિણામ હોય છે અને તે બધી એકજ જાતના કાયદા અને રીતિને આધીન હોય છે. તફાવત માત્ર હેતુમાં હોય છે. જેમકે હેતુ ધંધારોજગારની સિદ્ધિ મેળવવાનો હોય કે બુદ્ધિની કે આધ્યાત્મિક સિદ્ધિ મેળવવાનો હોય પરંતુ સિદ્ધિ મેળવવાનો માર્ગ--કાયદો--રીતિ તો સર્વમાં એકજ હોય છે.

જે માણસ થોડી--ન્હાની પરિપૂર્ણતા મેળવે છે તેને થોડો આત્મભોગ--સ્વાર્થત્યાગ કરવો પડયો હોય છે. મોટી--ઝાઝી માટે મોટો ભોગ આપવો પડે છે. જેટલું આત્મભોગ--સ્વાર્થત્યાગનું પ્રમાણ તેટલીજ પરિપૂર્ણતા પ્રાપ્ત થાય છે. કહેવત છે કે, "ગોળ નાખીએ તેટલું ગળ્યું થાય."

# સ્વપ્નાં અને મનોરથો.

સ્વપ્નાં લાવનારાઓ એટલે કે હવાઇ કિલ્લા બાંધનારાઓ જ દુનિઆના રક્ષકો છે. આ દૃશ્ય જગત જેમ અદૃશ્ય ચૈતન્ય–શક્તિ વડે બનેલું –ટકી રહેલું છે તેમ તેમનાં તમામ કષ્ટો–કસોટીઓ, પાપો અને નીચ–દુષ્ટ ધંધાઓમાં મનુષ્યોનું રક્ષણ –બચાવ એકાંતમાં (અદૃશ્ય–જાહેર નહીં એમ )રહી સ્વપ્નાં લાવનારાઓનાં સુંદર સ્વપ્નાં વડે થયાં કરે છે. મનુષ્યજાતિથી તેની અંદર રહેલાં સ્વપ્નાં લાવનારાઓને વિસરી શકાય તેમ નથી; તેમના મનોરથોને ક્ષીણ થઇ મરી જવા દેવા માટે દુનિયા મંજુરી આપતી નથી. તેમના મનોરથો કોઈ દહાડો ખરા પડશે એમ ધારી દુનિયા તેમને ખરા ગણે છે–સમજે છે અને માન આપે છે.

મૂર્તિકાર–બાવલાં બનાવનાર શીલ્પી, ચિત્રકાર, ગ્રંથકાર, કવિ, પેગમ્બર–ઈશ્વરાવતારી પુરુષ, સાધુપુરુષ,

—તેઓ તેમની પછીની એટલે ભવિષ્યની દુનિયાને સૃજનારા હોય છે—તેઓ સ્વર્ગને બનાવનારા કારીગરો હોય છે. તેવા પુરુષો દુનિયામાં થઈ જવાના કારણથી જ દુનિયા સુંદર દેખાય છે. તેવા ન પાકયા હોત તો અજ્ઞાનને તથા અંધકારને આધીન રહી ગધ્ધાવૈતરૂં કરી—વ્યર્થ અને અવળા માર્ગે શ્રમ કરી દુનિયા તેના અંતને આલિંગી હોત. તેવા પુરુષોએ જ તેને ટકાવી રાખી છે અને ભવિષ્યમાં પણ તેવાઓથીજ ટકી રહેશે.

જે માણસ સુંદર સ્વપ્નાં લાવે છે—અંતરમાં ઉંચા મનોરથો બાંધે છે તે કોઈક દહાડો તેમને સિદ્ધિવંત બનાવે છે. કોલમ્બસ નવી દુનિયાનાં સ્વપ્નાં લાવતો હતો અને તે (અમેરિકા) તેણે શોધી કાઢી. આર્યોએ જે દુનિયાના સર્વ ભાગોમાં વસવાટ કર્યો તે પણ આવાં સ્વપ્નાંઓ વડેજ. આર્યોએ જે જે મહાન્—ગહન વિદ્યાઓ પ્રકાશમાં મૂકી છે અને જે વિદ્યાઓ અદ્યપિ પણ અચળ રહી છે તે આવાં સ્વપ્નાંનાં પરિણામે જ. કોપરનીકસ વિશ્વની વિવિધતા,

અપરિમિતતાનાં સ્વપ્નાં લાવતો હતો અને તે તેણે તેની કૃતિઓથી બતાવી આપ્યું છે. મહાત્મા બુદ્ધ નિષ્કલંક સૌંદર્ય અને સંપૂર્ણ શાંતિ વાળી આધ્યાત્મિક સૃષ્ટિનાં સ્વપ્નાં લાવતો અને તે તેમાં દાખલ થયો. રામ-કૃષ્ણ આદિ મહા પુરુષો ઈશ્વર થવાનાં સ્વપ્નાં લાવતા અને તેઓ ઈશ્વરત્વને પામ્યા.

સ્વપ્નાં લાવવાં જોઈએ; મનોરથો ચણવા જોઈએ. મનને હચમચાવી નાખનારૂં-આર્દ્ર બનાવનારૂં સંગીત, ચિત્તને આકર્ષનારૂં સૌંદર્ય, વિચારોને પવિત્ર બનાવનારી રમ્યતા—આ સર્વેને અંતરમાં સ્થાપવાં જોઈએ કારણ કે તેમના વડે જ સર્વ સુખમય-આનંદી સ્થિતિયો, સ્વર્ગીય પરિસ્થિતિયો પ્રાદુર્ભૂત થાય છે. જો તેમના પ્રત્યે આસક્તિ-અનુરાગ રાખવામાં આવે તો આખુંય જીવન-વિશ્વ આખરે તેમના મય બની જાય છે.

વાસના એ પ્રાપ્તિનું મૂળ-બીજ છે; અભિલાષા એ સિદ્ધિનું સાધન છે. માણસની દુષ્ટતમ વાસના

પણ સંપૂર્ણ રીતે તૃપ્ત થઇ શકે છે તો પછી શું પવિત્ર અભિલાષાઓને સિદ્ધિનો અભાવ સંભવે ખરો? માગે અને મેળવવા મહેનત કરે તેને મળે છે એવો કુદરતનો નિયમ છે.

સ્વપ્નાં લાવવાં પરંતુ તે ઉચ્ચ હોવાં જોઇએ. મનોરથો બાંધવા કિન્તુ તે પવિત્ર, ઉચ્ચ અને સ્વાર્થ રહિત હોવા જોઇએ. આપણે જેવાં સ્વપ્નાં લાવીએ —જેવા મનોરથો બાંધીએ તેવા થઇએ છીએ. ઉચ્ચ સ્વપ્નાં—મનોરથો વડે આપણું જીવન ઉચ્ચ થાય છે; દુષ્ટ—ભ્રષ્ટ વડે ભ્રષ્ટ થાય છે. આપણને જેવાં સ્વપ્નાં —મનોરથો આવે તેવા આપણે કોઇક દહાડો બન્યા વગર રહેવાના નહીં. આપણે આખરે કેવા થશું તે આપણાં સ્વપ્નાં—મનોરથો અગાઉથી બતાવી આપે છે.

મોટામાં મોટી ફતેહ—સિદ્ધિ પણ પ્રથમ શરૂઆતમાં તો કેટલાક વખત પર્યંત સ્વપ્નું જ હોય છે. વૃક્ષ તેનાં બીજમાં પ્રથમ નિદ્રસ્થ હોય છે અને ઉગી પ્રકાશમાં આવવાનાં સ્વપ્નાં લાવતું હોય છે. પક્ષી

તેવીજ રીતે ઇંડામાં હોય છે અને મનુષ્ય ગર્ભાશયમાં. અંતરમાં ઉચ્ચતમ સ્વપ્નાં લાવવાથી દિવ્યતા પ્રભવે છે. સ્વપ્નાં ખરાપણાંનાં બીયાં છે. સ્વપ્નાં એટલે સિદ્ધિ માટે અસંભવિત જણાય એવા વિચારો-તુરંગો.

સંજોગો ગમે તેવા પ્રતિકૂળ હોય પરંતુ આપણે તેમને અનુકૂળ બનાવી દેવાનો મનોરથ કરી તે પ્રમાણે મહેનત-પુરૂષાર્થ કરીએ તો તે પ્રતિકૂળ રહી શકતા નથી. બહાર ઉભા રહીએ તો અંદર જઇ શકાતું નથી પરંતુ દ્વાર ઉઘાડી પગે ચાલીને જવાથી જ અંદર જઇ શકાય છે. કોઇ તરૂણ ભલે નિર્ધનતા અને મજુરીમાં સખ્ત રીતે દબાએલો, અનારોગ્ય કારખાનામાં લાંબા વખત સુધી ગોંધાઇ રહેનારો, કેલવણી રહિત અને સંસ્કૃતિના તદ્દન અભાવ વાળો હોય તથાપિ તે જો સારી વસ્તુઓ-બાબતોનાં સ્વપ્નાં લાવે-બુદ્ધિ, સંસ્કૃતિ, સુરૂપતા અને સૌંદર્યનાં સ્વપ્નાં લાવે તો તેને આદર્શભૂત જીવનનો મનોરથ થાય છે અને અમાપ સ્વાતંત્ર્ય અને

મહાન્ ઉદ્દેશ-વસ્તુનાં સ્વપ્નાં આવે છે. એમ થતાં એ અશાંતિ-સ્પૃહા તેને કાર્યપરાયણ બનાવે છે અને તે તેના બચત વખત તથા સાધનોને-ભલે તે અલ્પ પ્રમાણમાં હોય તે છતાંય-તેની અદૃશ્ય રહેલી માનસિક શક્તિ-આધ્યાત્મિક બળ સંપત્તિની ખીલવણી કરવાના ઉપયોગમાં લે છે. આવા ઉપયોગથી થોડા સમયમાં જ તેની માનસિક સ્થિતિ બદલાઇ જાય છે અને કારખાનું હવે પોતાના માટે યોગ્ય સ્થાન નથી એમ તેને લાગવા માંડે છે અને પરિણામે તે કારખાનાં કરતાં વધુ સારાં સ્થળે કામ કરવા જાય છે-જઈ શકે છે. મનોબળને ઉચ્ચતર અભિલાષાઓ-મનોરથો માટે વધારી તેમને સફળ કરવાના યત્નોમાં દ્રઢ રહેવાથી તે પ્રસંગોપાત કદાચ ધીમે ધીમે પરંતુ અચૂકરીતે ઉચ્ચતર સ્થિતિ પ્રાપ્ત કરતો જાય છે અને પેલી આગળની કારખાનામાં કામ કરવાની સ્થિતિ ફાટી જવાથી ફેંકી દેવામાં આવતાં વસ્ત્રની માફક ફેંકાતી જાય છે. થોડા સમય પછી આપણે તે તરૂણને પુખ્ત વયે પહોંચેલા

પુરુષ તરીકે નિહાળીએ છીએ, તે વખતે આપણે તેને અમુક મનોબળનો સ્વામી જોઇએ છીએ અને તે મનોબળ તે જગ વિસ્તૃત સત્તા-વજન-ઓજ તથા અદ્વિતિય-અસમાન અખત્યાર-બળ સાથે અમલમાં મૂકતો હોય છે. તે પોતાના હાથમાં ભારે જવાબદારીઓની લગામ રાખે છે; તેના એક શબ્દથી માણસોની જીંદગી ફરી-બદલી જાય છે; માણસો તેના કહેવા પ્રમાણે વર્ત્તે છે અને તેમની રહેણી કરણી ફરી ઘડે છે અર્થાત્ સુધારે છે. તે સૂર્ય સમાન એક સ્થાયી અને પ્રકાશમાન કેંદ્રબિન્દુ બને છે અને તેની આસપાસ ઘણાં નશીબો ફર્યાં કરે છે એટલે કે પોતાનું નશીબ ફેરવવા માટે સહુ કોઇ તેના પ્રત્યે નજર કરે છે-ઘણાનાં નશીબનો આધાર તેના ઉપર રહે છે. આવી રીતે તેણે તેનું યુવાવસ્થાનું સ્વપ્નું સાધ્યું હોય છે. તે તેના મનોરથની સાથે એકાકાર બન્યો હોય છે અર્થાત્ તેના બધા મનોરથો ફળ્યા હોય છે. મનોરથની સાથે એકાકાર બનવું એટલે તેને પાર પાડવા યોગ્ય માર્ગ શોધી તેમાં સદા ઉદ્યુક્ત રહેવું.

આવી રીતે સહુ કોઇ પોતાનાં અંતરનાં સ્વપ્નાં-ઇચ્છાઓ (નહીં કે વ્યર્થ—આળસભરી સ્પૃહા.) પછી તે દુષ્ટ હો વા સુંદર અગર બેયનું મિશ્રણ હોય તોપણ સિદ્ધ કરી શકે છે, કારણ કે જે વસ્તુંને આપણે અંતરથી ખુબ ચાહતા—ઇચ્છતા હોઇએ છીએ તે વસ્તુ પ્રત્યે આપણું અભિસરણ—આકર્ષણ થાય છે. આપણા પોતાના વિચારોનાં પરિણામો બરાબર આપણા હાથમાં જ આવે છે (જેવા વિચારો હશે તેવાં જ પરિણામો આવે છે); આપણે જેના માટે ઉદ્યોગ—મહેનત કરી હશે તે જ મળે છે—નહીં કે વત્તું ઓછું. આપણી વર્ત્તમાન પરિસ્થિતિ ગમે તેવી હોય તે છતાં પણ આપણે તેનાથી હલકી કે ઉચ્ચ મેળવી શકીએ છીએ; તેમજ તેમાંને તેમાં જ પડી રહી પણ શકીએ છીએ. તે કાર્ય (પડી રહેવાનું—ઉતરવાનું કે ચડવાનું) આપણા વિચારો, સ્વપ્નાં, મનોરથોની મદદથી કરી શકીએ છીએ; જેવા તેમને લાવીએ છીએ તેવી આપણને સ્થિતિ

પ્રાપ્ત થાય છે. આપણને ન્હાના–નિર્માલ્ય કે મોટા–સત્તાવાન બનાવનાર આપણી પોતાની વાસનાઓ કે અભિલાષાઓ છે. સ્ટેન્ટન કર્કહામ ડેવીસ તેમના સુંદર શબ્દોમાં કહે છે કે, ભલેને તમે નામું લખનાર ગુમાસ્તાનું કામ કરતા હો તે છતાં પણ તમે તમારા મનોરથોવડે એનીએ સ્થિતિમાં પણ એક મહાન્ વક્તા બની શકશો અને તમારા શ્રોતાઓનાં અંતરો ઉપદેશથી ભરતા હશો. ભલેને તમે બકરાં ચારનાર ભરવાડ હશો તોપણ તમારા મનોરથોવડે કરીને તમે જ્ઞાની બની શકશો અને બીજાને ઉપદેશ આપશો–બીજાના ગુરૂ થશો. ભલેને તમે એક સુથાર હશો પરંતુ દુનિયાને ફરી ઘડવાની–સુધારવાની જવાબદારી વ્હોરી શકશો. આવી રીતે સ્થિતિ કેમ કરી બદલાવી શકાય ભલા ? આપણે ગમે તે સ્થિતિમાં હોઇએ પરંતુ આપણે જો ઉન્નત થવાનો મનોરથ કરી તેવા થવા માટે પ્રયત્નશીળ રહિએ તો આપણે તે સ્થિતિમાં પણ મહત્વ મેળવી શકીએ.

જે માણુસ વિચારશૂન્ય, અજ્ઞાની અને આળસુ હોય છે તેજ દરેક બાબતમાં બાબતને પોતાને ન જોતાં કેવળ તેની ઉપલગ અસર–પરિણામ જોઇ સંચિત, ભાવિ કે દૈવયોગની વાતો કરે છે અર્થાત્ માને છે. કોઇ માણુસને પૈસાદાર થતો જોઈ તેવા લોકો કહે છે કે, “ તે કેવો નશીબદાર છે!” ને બીજાને બુદ્ધિશાળી જોઈ તેઓ બોલી ઉઠે છે કે, “ તેના ઉપર નશીબની કેવી મોટી કૃપા છે ને!” બીજાનું સાધુ–સદાચારી જીવન તથા તેની વિસ્તૃત સત્તા જોઇને તે લોકો કહે છે કે, “ તેને દરેક પ્રસંગે નસીબ કેવી મદદ કરે છે ને!” પોતે જેને નસીબદાર ગણે છે તેમણે તેમની તેવી સ્થિતિયો પ્રાપ્ત કરવા માટે કેવી કેવી મુશીબતો–નાશીપાસીઓ અને મારામારીઓ વેઠી હોય છે તેનો તે લોકો ખ્યાલ પણ કરતા નથી કે તે બાબત સમજી પણ શકતા નથી. નશીબદાર પુરુષોએ તેવા નશીબદાર થવા માટે કેવાં કેવાં સ્વાર્પણો–આત્મત્યાગ કર્યા હોય છે, કેવા કેવા

અડગ યત્નો—શ્રમ કર્યા હોય છે, કેવી ધીરજ—શ્રદ્ધા રાખી હોય છે તેનું તે લોકોને જ્ઞાન હોતું નથી કે જેથી તે લોકો પણ પેલા નશીબદારોની માફક તેમની અલંઘ્ય દેખાતી બાબતોને ઓળંગી જઈ શકે તથા તેમનાં અંતરનાં સ્વપ્નાં સિદ્ધ કરી શકે. તે લોકોને અંધકાર અને દુઃખ—હૃદય વ્યથાની ખબર હોતી નથી; તેઓ તો માત્ર જ્યાં ત્યાં પ્રકાશ અને સુખ જુએ છે અને તેને "નશીબ" કહે છે. તે લોકો દીર્ઘ અને ઉત્સાહપૂર્વક કરવાની મુસાફરી—મહેનત—પ્રયત્ન જોતા નથી, પરંતુ માત્ર તેનું ખુશકારક પરિણામ-અંત જોઇ તેને "સુભાગ્ય" કહે છે. તે લોકો કાર્ય કરવાની રીત—વિધિને જાણતા નથી પરંતુ કેવળ પરિણામ જોઈ તેને "દૈવયોગ" કહે છે.

દરેક માનુષી કાર્યોમાં પ્રયત્ન અર્થાત્ પુરુષાર્થ તો રહેલો જ છે, તેવી જ રીતે પરિણામો પણ રહેલાં છે; જેટલો—જેવો પુરુષાર્થ તેટલું—તેવું પરિણામ આવે છે. નશીબ જેવું કાંઇ છે જ નહીં. બુદ્ધિ, સત્તા, ઐ-

હિક–માનસિક–આધ્યાત્મિક શક્તિ–સમૃદ્ધિ–આ બધાં પુરુષાર્થનાં જ ફળો હોય છે; નહીં કે પુરૂષાર્થ ન કર્યાં છતાંય નશીબે આપેલાં. બુદ્ધિ, સત્તા અને દરેક પ્રકારની સમૃદ્ધિ તો પૂર્ણ થયેલા વિચારો, ફળીભૂત થયેલા ઉદ્દેશો–ઇચ્છાઓ અને સિદ્ધ થયેલા મનોરથો–સ્વપ્નાંનાં પ્રત્યક્ષ સ્વરૂપો હોય છે.

આપણા અંતરમાં જે સ્વપ્નાંને પોષીએ–મનમાં જે મનોરથને વધારીએ તે વડે જ આપણું જીવન ઘડાય છે, તેવા જ આપણે બનીએ છીએ.



# શાંતિ.

માનસિક શાંતિ–સ્વસ્થતા એ એક પ્રજ્ઞા–બુદ્ધિ–ડહાપણનું સર્વોત્તમ અને સુંદર જવાહીર છે. તે આત્મનિગ્રહના દીર્ઘ અને ધૈર્યયુક્ત અવિરત યત્ન–અભ્યાસનું પરિણામ છે. તેની હાજરી–અસ્તિત્વ પકવ અનુભવ તથા વિચારના નિયમો અને કાર્યનાં સાધારણ કરતાં વધુ જ્ઞાનનું સૂચન છે.

પોતે વિચારવડે જ વિકાસ પામે છે એવી સમજણ જેટલી રાખે તેટલી જ શાંતિ માણુસ પામે છે; કારણ કે એવી સમજણથી બીજાઓ પણ તેમના વિચારોને અનુસરીને બનેલા હોય છે એમ આવશ્યક રીતે સમજવામાં આવે છે. માણુસ જેમ જેમ વ્યાજબી સમજણ લાવતો જાય છે તથા દરેક બાબતમાં અંતરગત રહેલા કાર્યકારણુના કાયદાને વધુ વધુ સ્પષ્ટ રીતે જોતો જાય છે તેમ તેમ તે ખોટો ગડબડાટ, ધાંધલ, ક્રોધ, જુસ્સો, સંતાપ, ઉપાધિ,

શોક કરતો અટકી સમતોલ, દૃઢ, શાંત, સ્વસ્થ બનતો જાય છે.

શાંત માણસ, પોતાના ઉપર કેવી રીતે અધિકાર ચલાવવો–પોતાના જીવનની વ્યવસ્થા કેવી રીતે રાખવી તે જાણતો હોવાથી બીજાઓને પોતાને અનુકૂળ બનાવી લેવાનું–બીજા પ્રત્યે કેમ વર્ત્તવું તે તે સમજે છે. એવી રીતે થતાં બીજાઓ પણ, બદલામાં, તેના આધ્યાત્મિક બળને માન આપી સમજે છે કે તેના પાસેથી જ્ઞાન મળી શકે તેમ છે અને તેઓ તેના ઉપર આધાર–શ્રદ્ધા પણ રાખે છે એટલે કે તેના કહેવા પ્રમાણે ચાલે છે. માણસ જેમ જેમ વધુ શાંત થતો જાય છે તેમ તેમ તેની ફતેહ, અસર–વજન તથા ભલું કરવાની સત્તા વધતી જાય છે. આત્મનિગ્રહ અર્થાત્ સ્વાર્થત્યાગ–લોભત્યાગ અને નમ્રતા–વિનય રાખવાથી એક સાધારણ વેપારી પણ તેના વેપારમાં વધુ ફતેહ–આબાદી મેળવે છે, કારણ કે માણસો હમ્મેશાં નમ્ર–વિનયી માણસ સાથે કામ પાડવાનું વધુ પસંદ કરે છે.

સંગીન–શાંત માણસને હમ્મેશાં સહુ કોઈ ચાહે છે અને માન આપે છે–પૂજે છે. લોક ગુણોને પૂજે છે, નહીં કે વય કે વ્યક્તિને. શાંત માણસ ઉજ્જડ રણ–વેરાનમાં ભર ઉનાળે શીતળ છાયા આપનાર વડ–વૃક્ષ સમાન અથવા દરિયાનાં તોફાન વખતે ટાપુ સમાન છે. શાંત દિલ, મધુર સ્વભાવ, થંડો મિજાજ, સ્વસ્થ–સમતોલ જીવનને કોણ ન ચાહે ભલા ? શાંત દિલ, મીઠો સ્વભાવ, થંડો મિજાજ અને સમતોલ જીવનવાળો તાઢ, તડકો તથા વરસાદને સમાન ગણે છે, સર્વ ફેરફારોને એક સરખી રીતે જ ભેટે છે, સુખ અને દુ:ખ–વેરી અને હિતેચ્છુ–સગાં અને બીજાં–મનુષ્ય કે પશુ કે પક્ષી કે ઇતર જડ વસ્તુ પણ તેને સમાન જ હોય છે.

જીવનનું સમતોલપણું જેને આપણે શાંતિ કહીએ છીએ તે જ્ઞાન-વિદ્યાનો છેલ્લામાં છેલ્લો પાઠ છે. શાંતિ જીવનનું પુષ્પ છે–આત્માનું ફળ છે. તે બુદ્ધિ–ડહાપણ કરતાંય વધુ કિમ્મતી છે, સુવર્ણ

કરતાં પણ વધુ ઇચ્છવા યોગ્ય છે. શાંત સ્વાર્થહીન જીવન સમક્ષ પૈસાને પ્રભુ માની તેની પાછળ શ્રમ કરનાર તથા ઐહિક-પાર્થીવ વસ્તુઓની પ્રાપ્તિ માટે ધમપછાડ કરનાર જીવન કેવું ક્ષુદ્ર અને ક્ષુલ્લક લાગે છે ? શાંત જીવન એ સત્યરૂપી સમુદ્રમાં જ્યાં મોજાં કે તોફાન અસર ન કરી શકે તેવાં અનંત શાંતિ-અભંગ શાંતિરૂપી સ્થાનમાં રહેવા સમાન છે.

પોતાના ક્રોધી-ગુસ્સાવાળા સ્વભાવને પરિણામે પોતાનાં જીવનને ખાટાં બનાવનાર, સૌંદર્ય અને મધુરતાનો નાશ કરનાર, જીવનનાં સમતોલપણાંને ભાંગનાર અને લોહીને ખરાબ કરનાર કેટલાં માણસો જોવામાં આવે છે! આત્મનિગ્રહના અભાવે ઘણાં માણસો તેમની જીંદગીઓ પાયમાલ કરી મૂકે છે, તેમનાં સુખોનું સત્યાનાશ વાળી દે છે. જીવનને સમતોલ રાખનારાં, સદાચારની ટોચે પહોંચેલાં ઘણાં થોડાં-વિરલ જોવામાં આવે છે.

ખરી વાત છે કે માનવજાતિ અસંયમી

ગુસ્સાના તરંગો–મોજાંથી તણાતી જાય છે, અનિયંત્રિત શોક–દુઃખથી અસ્થિર હોય છે, ચિંતા અને શંકાના વાયરાથી ઉડતી ફરતી હોય છે.

માત્ર ડાહ્યા–બુદ્ધિશાળી પુરુષ જ, જેણે પોતાના વિચારો ઉપર કાબુ મેળવ્યો હોય–જેના વિચારો સ્વચ્છ–પવિત્ર થઈ ગયા હોય તે પુરુષ જ આત્માનાં તોફાન અને વાવાઝોડાંને બેસાડી શકે છે–દૂર કરી શકે છે.

તોફાન–વાવાઝોડાંથી આમતેમ ઉડતા–પછડાતા જીવો તે ગમે ત્યાં હોય કે ગમે તેવી સ્થિતિયોમાં રહેતા હોય તોપણ તેમણે એટલું તો જાણવું જોઇએ કે જીવનરૂપી પારાવારમાં સુખરૂપી દ્વિપો હસતા ઉભા હોય છે અને મનોરથો રૂપી પ્રકાશિત–આનંદી કિનારો તેમના આગમનની માર્ગ પ્રતીક્ષા કરી રહ્યો હોય છે; માત્ર તેમણે તે પ્રાપ્ત કરવા માટે ઉદ્યોગ કરવો જોઇએ. અને વિચાર રૂપી સુકાનને બરાબર ચલાવવું જોઇએ. આત્મા રૂપી વહાણમાં અમલ ચલાવનાર માલેક અર્થાત્

ચૈતન્ય સુતો હોય છે. તે માલેક હમેશાં નિદ્રસ્થ રહે છે માટે તેને જાગૃત કરવો જોઇએ. તેને જગાડી કામે લગાડવાથી તે અદ્‌ભૂત–ચમત્કારી કાર્યો કરે છે, પરંતુ તેને જગાડીને કામે લગાડયા વગર માત્ર મનમાં પ્રાર્થના કરવાથી તે જાગતો નથી કે કામ કરતો નથી. આત્મસંયમ એ મહાશક્તિ છે; સુવિચાર એ મહાન્ મિલ્કત છે; શાંતિ એ અજબ સત્તા છે. અહો, મનુષ્યો–ભાંડરૂઓ તમારાં અંતઃકરણને કહો કે, "શાંત થા, સ્વસ્થ થા!" યાદ રાખજો કે એમ માત્ર કહેવાથી તે શાંત થશે નહીં, પણ તેની પાસે શાંત થવાનું કામ કરાવવાથી તે શાંત થશે. પુરુષાર્થ વગરની પ્રાર્થના–નરી પ્રાર્થના વ્યર્થ છે.

ૐ शांतिः शांतिः शांतिः



